# અહિંસા અને જીવ દયાનું મહાત્મ્ય.



અહિંસા પરમો ધર્મ



યોજક તથા પ્રકાશક:-

બ્રહ્મક્ષત્રી પિતામ્બરદાસ અર્જુનજી ઠાકર.

હેડ મુનશી અને થર્ડ ક્લાસ માજીસ્ટ્રેટ.

જીલ્લો થર એન્ડ પારકર મુ. મીઠી-સિંધ

આવૃત્તિ-પહેલી. પ્રત ૧૦૦૦ ઈ.સ.૧૯૨૯

મૂલ્ય અમુલ્ય

# અર્પણ પત્રિકા.

સદ્ગુણાલંકૃત પરમપૂજ્ય મહારાજ શ્રી ૫,

શ્રીરામ ત્રીકમજી નાડીઆનાં પવિત્ર સેવામાં,

મુકામ કરાચી-સિંધ.

શ્રી સારસ્વત તૃતીય પરિષદના સચિત્ર ખાસ અંક વાચવાથી મને આપની પવિત્ર દયાળુ પ્રતિમાના સાક્ષાત્કાર થયાથી આપના દર્શન કરી પાવન થયો છું કેમકે આપ અમારા પૂજ્ય ધર્મ ગુરુ છો, તેમજ જગતનું કલ્યાણ ચાહવામાં તથા કરવામાં આપે આપનો મુખ્ય ધર્મ માન્યો છે.

મજકુર અંકમાં આપનું જીવન ચરિત્ર વાંચવાથી ધર્મપર, નીજ જ્ઞાતિપર તથા યજમાનોપર આપ અપૂર્વ સ્નેહની ઉંડી લાગણી ધરાવો છો એવું મારા હૃદયને પ્રતિત થયું છે, આપ વ્યવહાર કુશળ, નિરાભિમાની, સુચારિત્ર્યશાળી, દયાળુ તથા ધર્મનિષ્ઠ હોઇ નિઃસ્વાર્થ બુદ્ધિથી સંપૂર્ણ ઉત્સાહથી જ્ઞાતિ હિતાર્થે તથા પરમાર્થે એક શુદ્ધ બ્રાહ્મણને શોભાવે તેવા વિવિધ પ્રકારથી જે અમુલ્ય અખંડ સેવા બજાવી રહ્યા છો તે માટે અમો સગર્વ આપના અત્યંત ઋણી છીએ

આપના ઉજ્જ્વળ સદ્ગુણોથી આકર્ષાઇ આ "અહિંસા અને જીવ-મહાત્મ્ય" નો લઘુ લેખ એક લઘુ ચોપડી રૂપે હું આપના કરકમળમાં આજ આનંદ અને માન સહિત અર્પણ કરવાની રજા લઉં છું, તે કૃપયા સ્વીકારી અમારાપર શુભાશિષની વૃષ્ટિ કરશો એવી નમ્ર યાચનાથી વિરમું છું.

ધ,

૧૯૨૨.

આપનો કૃપાકાંક્ષી

ચરણરજ સેવક

પિતાંબરદાસ અર્જુનજી

સાષ્ટાંગ દંડવત પ્રણામ

શ્રી ગણેશાય નમ:

# પ્રસ્તાવના.

પરમ કૃપાળુ પરમાત્માની રચેલી ચરાચર સૃષ્ટિમાં મનુષ્ય એજ શ્રેષ્ઠ છે. મનુષ્યને આત્મ જ્ઞાન અને વિચાર શક્તિ હોવાને લીધે તે જીવદયાનો મહિમા સારી રીતે જાણે છે, પણ એ મહિમા ભૂલવાથી આજે જ્યાં ત્યાં હિંસા કર્મની પ્રવૃત્તિ એટલે સુધી વધી પડી છે, કે તે જન્મારંભે લાગેલા હિંસા કર્મના દોષો શિક્ષિત વર્ગના લક્ષમાં પણ આવતા નથી. હાલમાં જે સ્ત્રીપુરૂષો માંસ ખાય છે, તેઓને એવું કર્મ નજરે જોવાનો પ્રસંગ આવે, અથવા હિંસા કર્મના ભયંકર પ્રકારો કેવા હોય છે તે એમના વિચાર દર્શનમાં આવે તો તે કંટાળીને એવું માંસ મુદ્દલ ખાવુંજ નહિં; એમ તેઓને અવશ્ય લાગશેજ માટે અહિંસાની વાતો તરફ લોકોનું લક્ષ દોરવા કંઇ પ્રયત્ન કરવામાં આવે તો તે અતિ આવશ્યક અને હિતકર ગણાવો જોઇએ.

હિંસા કર્મની અયોગ્યતા અને વનસ્પતિ આહાર તથા અહિંસા ધર્મ સબંધી વિવિધ પ્રકારનાં પુસ્તકો પ્રગટ થએલ છે, જે વાંચવાથી ખરેખરા મનુષ્ય હશે તેમને કંપારી છુટયા વિના કે ચીતળી ચઢયા વિના કદી રહેશે નહિ એટલુંજ નહી પણ તેને વળી દયા અનુકંપા ઉપજશે અને રૂવાં ખડાં થયા વિના નહીંજ રહે તે ઉપરથી એવા પુસ્તકોની ઉપકારતા સ્પષ્ટ જણાઈ આવે છે. પરંતુ એ [illegible] સ્તકો આધુનિક અને મોટા છે તથા ઉભયના હોવાને લીધે [illegible]ધારણ વર્ગના વાંચવામાં આવતાં હોય એમ મને લાગતું [illegible] માટે એવા આદર્શ રૂપી ગ્રંથોમાંથી સારગ્રાહી સિદ્ધાંતો લઇ

એક નાના પુસ્તકના સ્વરૂપમાં છપાવીને તેનો જેમ વધારે પ્રચાર થાય તેમ કરવા સારૂ પ્રવૃત્તિ કરવી યોગ્ય છે.

ઉત્તમ જ્ઞાનિ પુરૂષોએ એવા ગ્રંથોની રચના લોકોના કલ્યાણ અર્થે કરી છે, તો તેમના હિતકારી વચનોનો બહોળો ફેલાવો થાય એમાંજ તેમના હેતુની સફળતા રહેલી છે. એવા એવા વિચાર મનમાં આવ્યાથી ઉપરોક્ત અહિંસા ધર્મ ઉપકારક ગ્રંથોના આધારે તે માંહેના બોધદાયક વચનોનો લાભ જન સમાજને મળે એવી સ્વદેશ પ્રેમની લાગણીથી લોક હિતાર્થે આ લઘુ લેખ લખવાનું શરૂ કર્યું, અને ઇશ્વર કૃપાથી મારી એ સદેચ્છા પૂર્ણ થઈ જેથી આ નાનુ પુસ્તક વિવેકી સજ્જનોના હસ્ત કમળમાં સાદર કરતાં મને સ્વાભાવિક રીતે આનંદ થાય છે.

આ લેખ પૈસા કમાવાની કે બીજી કાંઇ લાલસાથી લખવામાં આવ્યો નથી પરંતુ એ સત્ શાસ્ત્રોના મત ગ્રહણ કરીને લાખો બલ્કે કરોડો માંસાહારી ભાઇઓ માંસાહાર ત્યાગ કરે, અને તેથી અસંખ્ય ભયંકર દરદોના પંજામાંથી તેઓ મુક્ત થાય તેમજ અનેક નિરાધાર નિર્દોષ તથા સૃષ્ટિ ઉપયોગી મુંગાં પ્રાણીઓને અભય દાન મળે, અને સર્વત્ર દયા, મમતા અહિંસા, અને શાંતિ પ્રસરે એવા હેતુથી આ પ્રયત્ન આદર્યો છે. માટે સર્વે વાંચક બંધુઓ! આ પુસ્તક પોતે વાંચી તેમજ પોતાના ઇષ્ટ મિત્ર, સગાં સબંધી, અને નવાં ઉછરતાં બાળકોને વંચાવી; સમજાવી વર્તનમાં લાવશે તો મારો આ અલ્પ પ્રયાસ સફળ થયો માનીશ.

એક વાત સભ્ય જનોને જણાવવાની રજા લઉં છું કે આ લેખમાં વસ્તુતઃ વિચારો તો મહત જનોના છે અને વેદ પુરાણાદિ

લોક માન્ય ગ્રંથોના જે પ્રમાણો લેવામાં આવ્યા છે તે ખાસ "અહિંસા ધર્મ પ્રકાશ" નામે પુસ્તક જે મુળ મરાઠી ભાષામાં પ્રથમ રચાયલા પુસ્તકનું ભાષાંતર છે તે ઉપરથી લઇ મોટે ભાગે તેનું અનુકરણ કરવામાં આવ્યું છે માટે આમાં જયાં જયાં ઉત્તમતા દેખાય ત્યાં સર્વ માન તેઓને ઘટે છે. અને વાંચક વૃંદને જ્યાં કાંઇ અયોગ્ય કે અસ્થાને અગર અતિશયોક્તિ ભરેલું લાગે તો ત્યાં ભુલ મારી છે એમ માનવું જે માટે મારી ક્ષમાની યાચના છે. આવા કાર્યોમાં મારો ઝાઝો અભ્યાસ નથી તેમ એટલી વિદ્યા ભણ્યો નથી માત્ર મહાત્મા પુરૂષોના સતસંગમાં જવા આવવાથી તેમની પ્રેરણાને લીધે પોતાનું કર્તવ્ય માનીને આ નજીવી શેવા બજાવી છે. અને કહેવત છે કે "જે દોડશે તે પડશે. તેમાં દોષ નથી" એ ન્યાય પ્રમાણે આમાં ભૂલો થઇ હશે! તે પર ક્ષમા દૃષ્ટ કરી વિદ્વાનોએ કેવળ સાર ગ્રહણ કરવો.

છેવટે એક શ્રીમાન જીવદયાળુ ઉદારદીલ મહેરબાન શ્રીએ મારી નિસ્વાર્થ વૃતિ પારખી આ ન્હાનુ પુસ્તક પોતાના ખર્ચથી છપાવીને જન સમાજમાં મફત ભેટ આપવાની સખાવત કરી છે તેમનો તથા આ વિષયની પ્રેરણા કરનાર પૂજ્ય પાદ શ્રીમત્ ગોસ્વામી મહારાજ શ્રી વીરમપુરીજી ચહોટણાધિશનો, તેમજ હર સમય મારા કાર્યને ઉત્તેજન આપનાર પરમ પુજ્ય ભાઇશ્રી ધારસીમલ યોગીરાજ મીઠીવાળાનો હું ઋણી થયો છું અને તેઓ સર્વેનો હું ખરા અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું.

મીઠી } બ્રહ્મક્ષત્રી પિતામ્બરદાસ અર્જુનજી
તા. ૨૪-૬-૨૧ } વાયડ.



પરોપકારાય સતાં વિભૂતય:

# અહિંસા અને જીવદયાનું માહાત્મ્ય.

જય ગોપાલ　　　　જય શ્રીકૃષ્ણ　　　　જય શ્રીરામ

## ॥ અહિંસા પરમો ધર્મ ॥

### દોહા.

દયા ધર્મકા મૂલ હૈ, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છોડીયે, જબ લગ ઘટમેં પ્રાણ.
જહાં દયા તહાં ધર્મ હૈ, જહાં લોભ તહાં પાપ;
જહાં ક્રોધ તહાં કાલ હૈ, જહાં ક્ષમા તહાં આપ.

**મ**નુષ્ય માત્રે આ દુનિયામાં ધર્મ અને કર્મ આચરવા જન્મ લીધો છે, અને તે આચરવાં એ તેનું કર્તવ્ય છે, જેટલે અંશે તે પોતાનાં ધર્મ અને કર્મ આચરે છે; તેટલે અંશે તે પ્રભુની આજ્ઞાનું પાલન કરે છે. અને જેટલે અંશે તે ધર્મ અને કર્મ આચરતો નથી, તેટલે દરજ્જે તે પાપી બને છે; અને તેનું પરિણામ દુઃખમાં આવે છે.

આજે જ્યાં જોઈશું ત્યાં ઘણા માણસો દુઃખનાં રોદડાં રડતા જોવામાં આવે છે, પણ તે દુઃખ તેમણે પોતેજ ઉપજાવેલું હોય

છે. તેમણે વારંવાર પોતાના કર્તવ્ય કરીને દુઃખને વહોરી લીધેલું હોય છે. ઘણાને દુઃખ અને દિલગીરીમાં મશગુલ થયેલા આપણે જોઈએ છીએ આનું કારણ વિચારી જોઈશું તો જે માણસોને સુખ મળેલું હોતું નથી, તેમનો પ્રયત્ન અવળોજ હોય છે. અને તે પ્રયત્નના ફળ રૂપે તેમને દુઃખનો અનુભવ થાય છે.

માણસો એક તરફ સુખ મેળવવા પ્રયત્ન કરે છે; ત્યારે બીજી બાજુ તે સુખનો દુખમાં પ્રાદુર્ભાવ થાય તેવી ક્રિયા કરે છે; તેથી તેમના પ્રયત્નનું ફળ સુખ ન મળતાં દુઃખ મળે છે.

સંસારની પ્રવર્તિ માત્ર દુઃખ રૂપ છે. અને તેમાં વાસ્તવિક સુખ કોઈને પ્રાપ્ત નથી, કારણ કે જ્યાં જોઈએ ત્યાં દુઃખના વિલાપ થતા જોવામાં આવે છે. અને એવી એક ભયાનક જવાળા પ્રગટેલ છે; જેના તણખા જમીનથી તે આકાશ પર્યંત જઇ પહોંચે છે. અને જગતના તમામ જીવો તેમાં ઈંધણની માફક હોમાઇ રહ્યા છે. કોઇને ચેન નથી કોઇને ખુશી નથી, રાજા પ્રજા શ્રીમંત કંગાલ સૌ પોત પોતાની સ્થિત્યનુસાર હેરાન થઇ રહ્યા છે. અહીં એક કબીર સાહેબનું પદ યાદ આવે છેઃ—

સાખી

ચલતી ચક્કી દેખકે, દીયા કબીરે રોય;
જમીન ઔર આસ્માનમેં, સાબત બચ્યા ન કોય.

એ દુખ શાથી છે? તેનું કારણ આ છે કે મનુષ્ય બીજા પ્રાણીઓને દુઃખ દેવાની ઇચ્છા રાખે છે. અને નિશદીન નવી નવી યુક્તિઓ કરતા જોવામાં આવે છે, તેથી તે દુઃખી થાય છે; અને ફરીથી તેઓના દુઃખોનું ફળ આકાર લઇને તેમના પર આવી પડે

છે. જેથી પોતે પણ દુઃખીયારાની માફક રડવા માંડે છે. જે પોતાના વિચાર અનુંસાર જેવાં કર્મ કરે છે તેવાં ફળ તે ભોગવે છે.

અત્ર એક મહત્વની વાર્તા યા સિદ્ધાંત જણાવવાની જરૂર જણાય છે તે એકે કર્તા જે કંઇ કરે છે તેનું પ્રતિફળ તેને તેવુંજ મળે છે. તે એક પથરો વાતાવરણમાં ઉંચે નાખે છે તો તેને તે પથરોજ પાછો આવીને મળે છે. તે એક ફળ નાખે છે તો ફળ પાછુ આવે છે. તે જો ગુલાબ વાવે છે તો ગુલાબ ઉગે છે અને બાવળ વાવે છે તો બાવળ ઉગે છે. તે કોઇનું અહિત્ત કરે છે તો તેનું પરિણામે અહિતજ થાય છે. તે કોઇનું હિત કરે છે તો તેનું પરિણામ હિતમાંજ આવે છે એટલે કે તેના વિચાર પ્રમાણેજ સુખ દુઃખની પ્રાપ્તી થાય છે.

આ વાર્તા યા સિદ્ધાંત પોતાનું કલ્યાણ ઇચ્છનારે બહુજ ધ્યાન પૂર્વક યાદ રાખવાનું છે કે બીજાનું કલ્યાણ ઇચ્છવું વા કરવું તે આપણું કલ્યાણ ઇચ્છવા વા કરવા તુલ્ય છે.

આપણે બીજાને જેમ શારિરીક બળ કરીને માર મારી શકીએ છીએ તેમ વિરોધી વિચારોથી પણ તેને મારી શકીએ છીએ અને એ રીતે આપણે બીજાઓને મારીએ પણ છીએ પરંતુ આ પ્રમાણે આપણે જ્યારે પણ બીજાને મારીએ છીએ ત્યારે તેની સાથે આપણો પોતાનો ઘાત પણ અવશ્ય કરીએ છીએ. સેંકડો મનુષ્યોની દુઃખાયેલી લાગણીઓ પોતાની તરફ આવવાથી ઘણા મનુષ્યો માંદા પડ્યા છે અને કેટલાક મરણ પણ પામ્યા છે.

શાસ્ત્રમાં કહેલું છે કે: અહિંસા પરમો ધર્મ હવે જ્યારે અહિંસાને પરમ ધર્મ કહ્યો છે ત્યારે હિંસા એ પરમ પાપ છે પણ

સૃષ્ટિમાં જ્યાં દ્રષ્ટિ ફેંકીએ છીએ ત્યાં હડહડતી હિંસાઓ થતી જોવામાં આવે છે. મન તીખી તલવાર જેવું થઇ રહ્યું છે જે પોતાના અશુભ વિચારોની ધારથી ચપોચપ લોકોનાં કાળજાં કાપી રહ્યું છે, જીવ્હા બે ધારવાળી છરીની માફક દિલની આરપાર જઇ રહી છે. દગા, ભય, ચિંતા, કલેશ, પરિતાપ, ઉદ્વેગ, દ્વેષ, વ્યભિચાર, અસહનતાની બજાર ગરમા ગરમ છે. સંપત્તિવાળા પોતાના વૈભવના જોરથી દીન જનોને રંજાડી રહ્યા છે. ચોર લુંટારા એટલા બધા વધી પડયા છે જેઓ પોતાના અલ્પ સુખ અને ધન મેળવવાને કેટલા લોકોને ઝાડોથી બાંધી તેમનાં લુગડાં સહિત ઉતારી લે છે, ધોકાથી તેમનાં હાડકાં તોડી નાંખે છે, છેવટ તેમને તરફડાવી પ્રાણઘાત કરતાં પણ ડરતા નથી, એ કયામતથી પણ અધિક દુઃખના દિવસ આવ્યા એમ કહેવાય છે.

શું? તમે પોતાની આજુ બાજુ માણસોને અત્યંત ઘાતકી અને પાપાચરણ, વ્યભિચારાદિ કરતા નથી જોતા? અને વ્યભિચાર કરવાથી તેમનું તમામ શારિરીક બળ, આત્મ શક્તિ, વિદ્યા અને બુદ્ધિના સામર્થ્યનો દુરૂપયોગ નથી થતો? તેમના એ અશુભ વર્તનની લેહરો જગતમાં પ્રચલિત થઇ રહી છે અને એ પાપોના પરિણામેજ આખું જગત દુઃખમાં રચી પચી રહ્યું હોય એમ જણાય છે. કયાં પ્લેગ છે તો કયાં દુષ્કાળ છે, કયાં કોલેરા તો કયાં ટંટા ફિસાદ ચાલે છે. એવી વિવિધ પ્રકારની વ્યાધિઓ જોવામાં આવે છે.

સંસ્કૃતમાં વ્યાખ્યા છે કે—**પરોપકારઃ પુણ્યાય, પાપાય પર પિડનમ્** અર્થાત કોઇ પણ પ્રાણી ઉપર ઉપકાર કરવો એ પુન્યનું કામ છે અને કોઇને પીડા આપવી એનું નામ પાપ છે. વળી સંત

પુરૂષોનાં વાક્ય છે કે કોઇ સંકેતથી કે વિચારથી કોઇનું દિલ દુખાવવું તે અત્યંત પાપ છે અને વાસ્તવિક જોતાં દીલ દુખવવું એ માંસાહાર કરતાં પણ વિશેષ હિંસા છે કારણ કે પ્રાણઘાત કરવાથી તો એકજ ફેરે જીવ નીકળી ગયો અને છુટકો થયો. પણ દીલ ઉપર જે જુલમ અને ક્રુરતાના કાંટા ભોંકાય છે તે જીંદગી પર્યંત ખટકતા રહે છે.

ઉપર બતાવ્યા પ્રમાણે એક નહીં પણ અનેક જાતની હિંસાઓ જગતમાં છે અને તેનાં વિવેચન હરેક જગ્યાએ થાય છે પણ તે બધાને મુકીને અહીં માત્ર એક મુખ્ય હિંસા તરફ આપણે વલણ કરવાનું છે જેથી બચવા માટે બૌધ ધર્મ જૈન ધર્મ સનાતન ધર્મ આર્ય મત્ સાંખ્ય મત્ સર્વે સમ્મતિ આપે છે. તે એ છે કે જીવ હિંસા ન કરવી એટલે કે પશુ પક્ષીઓનો નાશ ન કરવો માંસાહાર પર તિરસ્કાર કરવો. કેમકે આ મનુષ્ય શરિરની અંદર જે આત્મા છે તે શુદ્ધમાં શુદ્ધ છે અને તે ઇશ્વરોપાસનાનું મંદિર છે તે સદાકાળ પવીત્ર રાખવું જોઇએ તેમાં અસ્થિ કે આંતરડાં અને રક્ત માંસના લોચા ભરીને અપવિત્ર કરવું ન જોઇએ જે લોકો એવા ખોરાકને પસંદ કરે છે તેમને કેમ માનની નજરથી જોઇ શકાય. કેમ તેમની બુદ્ધિ અને શરિરની આરોગ્યતા રહેતી હશે, કોઇ વખત અગ્નિમાં માંસનો ટુકડો નાખીએ તો તેમાંથી ધુમાડો એવો દુર્ગંધી મારતો નીકળે છે કે જે નાક અને આંખોમાં બળુંગમો પેદા કરીને દુર નસાડે છે, કોઇ જાનવરની લોથને પાણીમાં ફેંકી દયો તો તેમાં સડી જવાથી તેની અસર દુર સુધી જઇ રોગ ઉત્પન્ન કરે છે, માંસને જમીનમાં દાટવાથી હવા ખરાબ થઇ જાય

છે એવુંને એવું આપણુને જોવામાં આવે છે તો એ જાનવરોનું માંસ મનુષ્યના પેટમાં નાખવાથી તે પોતાની નેષ્ટ અસર ફેલાવશે એ દેખીતુંજ છે અને એમાં કાંઇ સંશય જેવું છેજ નહીં, જેવો આહાર તેવાજ આચાર વિચાર થાય છે. એક કવીએ લખ્યું છે કે:—

દોહા.

જે વાસણમાં જે ભર્યું, કણુ કંકણુ કે વાર;
ભર્યું હોય તે નીકળે, આહાર સમો ઓડકાર.

બીજું શ્રુતિનું એક પ્રસિદ્ધ વાક્ય છે કે:—

**આહાર શુદ્ધો સત્વ શુદ્ધિઃ સત્વ શુદ્ધો ધ્રુવા સ્મૃતિ.** અર્થાત. જો આહાર શુદ્ધ હોય તો સત્વની એટલે કે અંતઃકરણુની શુદ્ધિ થાય છે અને તેમ થતાં સ્મૃતિ એટલે ઇશ્વર સ્મરણુ અચલ અને સ્થાયી થાય છે. તેથી. મનુષ્યે પોતાનું જીવન ટકાવી રાખવા અથવા સાર્થક કરવા માટે શુદ્ધ ખોરાક તથા પાણીનું ખાન પાન કરવું જોઇએ અંહી બતાવશું કે:—

## સર્વોત્તમ ખોરાક કેવો હોય છે?

એ પ્રશ્નનો ઉત્તર આપણા વિજ્ઞાન શાસ્ત્રીઓ મહા પુરૂષો ડોકટરો, વિગેરેએ આપેલા મત પ્રમાણે એજ આપવાનો છે કે આપણુ મનુષ્ય વર્ગ માટે "વનસ્પતિ આહાર" કેવળ આપણી તંદુરસ્તી સાત્વિક વૃત્તિઓ તેમજ તન અને મનની શક્તિઓ વિકાસ કરનાર ખોરાક છે અને તે એટલો બધો સર્વ ગુણુ સંપન્ન હોવા છતાં કિંમતમાં પણુ તદન સસ્તો પડતો હોવાથી આર્થિક સ્થિતિને મદદ કરનારો ખોરાક છે, અને તે સર્વત્ર વપરાતો હોવાથી

જ્યાં જોઇએ ત્યાં મેળવી શકાય છે તેમજ તે ખોરાક ખાવાથી બિચારાં ગરીબ નિર્દોષ પશુ પક્ષીઓ કે જેઓ મનુષ્યની માફકજ સુખ, દુઃખ, ભય, પ્રેમ, વિગેરેની લાગણીઓ ધરાવે છે અને આપણી હરેક રીતે ગુલામગીરી કરી રહ્યાં છે. તે પ્રાણીઓનું રક્ષણ થાય છે.

અત્રે એ પશુઓની ગુલામગીરી વિષે એક સાદા દ્રષ્ટાંતથી સંક્ષેપમાં ચર્ચા કરશું.

કોઇ એક પાયદલ મુસાફર ચાલતાં ચાલતાં અરધે રસ્તે થાકી ગયો. તેનામાં આગળ ચાલવાની જરા પણ હિમત રહી નહિ તેથી નિરાશ થઇને એક ઠેકાણે શ્રમ મટાવવાને બેશી રહ્યો. તેને ભુખ બહુ કકડીને લાગી હતી પરંતુ પાસે ખાવાને કંઇ હતું નહિ, પીવાને પાણી પણ નહોતું, પગમાં જોડા ન હતા, ઓઢવા પુરતું વસ્ત્ર નહોતું. રાત પડવાની તૈયારી હતી જેથી ટાઢ પણ પોતાની પ્રબળ સત્તા ચલાવતી હતી. ઠંડીના દીવસ હતા. પાસે અગ્નિ કે દીવાસળી ન હતી, જેથી અગ્નિ કરી તાપે. નજીકમાં એવું કોઇ ગામ કે વસ્તી ન હતી જ્યાં પહોંચી શકે. ચાલવાને તો અશક્તજ હતો, ટુંકામાં કહીયે તો તેની પાસે જીવન નિર્વાહની એકે ચીજ રહી ન હતી જેથી તે જીવવાની આશા મુકીને તદ્દન છેલી પથારીએ સુતો હતો. આવી અંતિમ સ્થિતિમાં તેને ઇશ્વર સિવાય બીજા કોઇની મદદ પહોંચી શકે તેવી આશા ન હોવાથી તે અરણ્યમાં રૂદન કરી પોકાર કરી રહ્યો હતો કે ઓ ઇશ્વર! દયાળુ પ્રભુ! આવી દુર્દશામાં જો કોઇ મને બચાવશે તો તેનો ઉપકાર હું જીંદગી પર્યંત ભુલીશ નહિ અરે! તેનો મરણ પર્યંત ગુલામ થઇ રહીશ.

એવામાં દૈવ કૃપાથી અચાનક ત્યાં કેટલીક સાહાયક વ્યક્તિઓ પ્રગટ થઇ તેને આશ્વાસન આપે છે કે હે ભાઇ! થાકેલા મુસાફર તું હમે કોઇ વાતની ચિંતા કરીશ નહિં અમને પરમાત્માએ ખાસ તમારી સેવા બજાવવાને નિર્માણ કર્યા છે. અને તમારે માટે અગત્યની ચીજો અમારી પાસે મોજુદ છે જુઓ અમારૂં દુધ તમારા પીવા માટે તૈયાર છે તથા દુધનાં પદાર્થો પેડા બરફી પણ હાજર છે વળી અમારાજ ચામડાની મશક શીવડાવીને તેમાં પાણી ભરી અમારી પીઠ ઉપર ઉચકીને લાવ્યા છીએ તે શીતલ જળ પીવા જેવું છે તથા અમારા ચામડામાંથી શીવેલા જોડા તમારા પેહેરવા માટે તૈયાર છે અને ટાઢથી તો તમારે ડરવુંજ ન જોઇએ કેમકે અમારી ઉનના બનાવેલ ધાબળા વિગેરે તમારે ઉપયોગમાં આવે તેવા સાથે છે તેથી હવે કોઇ વાતે ચિંતા જેવું નથી. આ પ્રમાણે ત્યાં એકેજ એકંદર અનુકુળ સામગ્રી મળી આવવાથી તે મરવાની અણીયે પહોંચેલ મુસાફરના આનંદનો પાર રહ્યો નહિં. રાત્રીનો સમય હતો એટલે તેણે રૂચી અનુસાર પેડા, બરફી અને દુધ વિગેરેને ન્યાય આપી શીતલ જળપાન કરી સંતુષ્ટ થઇ મોટા બે ડબલ ધાબળા ઓઢીને ત્યાં સુઇ રહ્યો, સારી નિંદ્રા લીધી, સવારમાં ઉઠી તેમના લાવેલ જોડા પેહેરી ચાલવાને તૈયાર થયો ત્યારે પેલા સહાયકોએ બેલગાડી તેના માટે લાવી આપી તેમાં સ્વાર થયો એટલે તે બેલગાડી પોતાની કાંધેથી ખેંચીને તેના ધારેલા મુકામ પર લઇ ગયા ત્યારે તે મુસાફર શું કહે છે કે: મારે તો આગળ જવું નથી હવે અહીંજ રહેવું છે અને ખેતીવાડી કરવી છે માટે પરમેશ્વરે તમોને સેવા કરવા માટે મોકલ્યા છે તો અહીં રહીને હું કહું તે કામ કરો ત્યારે તેમણે તેના કહ્યા પ્રમાણે પ્રથમ હળ

ખેંચીને વાવેતર કરી આપ્યું. પછી વિખરકું કરીને ઘાસ કઢાવ્યું કુવામાંથી કોશ તાણીને પાણી કાઢી આપી વાડીનું પોષણ કર્યું અને પાક તૈયાર થાય ત્યાં સુધી વિવિધ પ્રકારથી તેની સેવા કરી છેવટ પાક તૈયાર થયો ત્યારે તેને મદદ કરી અનાજ ચોખ્ખું કરાવી તે બોજો પોતાને માથે ઉંચકીને તથા બેલગાડીમાં ખેંચીને યોગ્ય સ્થળે પહોંચાડી આપી પોતાના ધણી (મુસાફર) ને સંતુષ્ટ કર્યો. એવી હરેક રીતે સેવા બજાવીને તેમણે જે ઉપકાર કર્યો તે તેમનીઃ નિઃસ્વાર્થ વૃતિ કોઇ સાધારણ પ્રાણીથી પણ ભુલી શકાય તેવી નથી.

એ સેવા કરનાર વ્યક્તિઓ કોણ હતી તે સ્પષ્ટમાં કહીએ. તે બીજાં કોઈ નહિં પણ આપણને હંમેશાં દુધ દેનાર ગાયો, ભેંસો, બકરીઓ અને ઘેટાં હતાં તથા હળ ખેંચનાર તથા બોજો ઉઠાવનાર વિગેરે કામ કરનાર પણ તેમનાજ પુત્રો એટલે બળદ, પાડા, વિગેરે હતા જેઓ પોતાની જીંદગીની આદિથી તે અંત સુધી મનુષ્ય વર્ગની સેવાઓ કરે છે.

હવે તેમના ઉપકારનો બદલો કેવી રીતે વાળવામાં આવે છે તે વાંચકગણ ખાસ ધ્યાન દઇને વાચશે.

એક દિવસ તેજ મુસાફર એક તીખી ધારવાળું શસ્ત્ર ચલાવી તેમનાં ગળાં રેંસાવી તેમનું માંસ ભક્ષણ કરવાને તૈયાર થયો ત્યારે બિચારાં નિર્દોષ પ્રાણીઓ પોતાની મુંગી ભાષામાં તેને કલવલાટ કરીને સમજાવવા લાગ્યાં કે ભાઇ! તમે આવા નિર્દય નિષ્ઠુર કેમ થયા છો, આવી કૃતઘ્નતા કેમ કરો છો, અમોએ હમણાંજ તમારાપર કેટલો બધો ઉપકાર કર્યો છે તે સર્વે ભુલી ગયા કે શું? અમે

તમારાથી ગુણ કર્યો છતાં અમનેજ મારવાને તૈયાર થઇ ગયા એ શું ન્યાયની વાત કહેવાય? હાય! હાય! આ શો કોપ, હે પૃથ્વી દેવી આવું અધર્મ તે કેમ સહેવાય? આવા ક્રુર ઘાતકી મનુષ્યને શું કહેવાય? આતો ચોખ્ખો અન્યાય વર્તાય છે તે કેમ સહન થઇ શકશે? એવી રીતે બણુએ કાલાવાલા કર્યા બરાડા પાડયા, છતાં પણ તે પાપી દયાહિણ મુસાફરે તેમનું એક પણ ન માન્યું અને ઇશ્વરનો ભય મુકીને તેમના પ્રાણ લઇ માંસ ભક્ષણ કરીને પોતાનો મનોરથ સફળ કર્યો. એક ક્ષણીક જીવ્હા રસનો સ્વાદ લેવાને આવું દુષ્કૃત્ય કરતાં તેને જરા પણ દયા આવી નહી.

આ એક ઉદાહરણ છે પણ આજે આપણે ચોગરદમ નજર ફેરવશું તો દુનિયામાં એવીને એવી પ્રકારની પ્રવૃત્તી ચાલી રહી છે તે સહેજ જોવાથી સમજી શકાય છે. ચશમાં પહેરવાની જરૂર નથી.

આવી રીતે નિર્દોષ અનાથ મુંગાં પ્રાણીઓ પોતાની જીંદગી પર્યંત મનુષ્ય વર્ગની અનેક પ્રકારે સેવાઓ કરી જુદી જુદી રીતે ઉપકાર કરે છે પરંતુ તેઓના ઉપકારનો બદલો તેના નિર્દોષ શરીરની કતલ કરીનેજ વાળવામાં આવે તે કેટલું નિંદીત અને અયોગ્ય કૃત્ય કહેવાય અરે એ તો ચોખ્ખો ઉપકારને બદલે અપકાર થયો કહેવાય. એક કવીએ કહ્યું છે કે:—

દોહા.

ગુણ પાછળ ગુણ સૌ કરે, અવગુણ ન જુએ કોઇ;
ગુણ પાછળ અવગુણ કરે, તેનો વાસ નરકે હોય.

એવા કૃતઘ્ન અને હિંસક મનુષ્યોને ઇશ્વર કેવી શીક્ષા કરશે તે કહી શકાતું નથી. અફસોસ!!!

આ નીચે ગોરક્ષાનું ભજન અને ગાયની જગતને વિનંતી ખાસ વાંચવા યોગ્ય છે તે લક્ષ દઇને વાંચશો.

### ભજન ગૌરક્ષા.

રો રો ગૌઆં કરે પુકાર, કોઇ ઉપકારી હમેં બચાલે.–ટેક
કોઇ બુઢા હો વા જુવાન, કોઇ હિંદુ હો મુસલમાન;
કોઇ મુર્ખ હો વિદ્વાન, મેંને સભી દુધસેં પાલે. ૧
દેતી હું માખન દુધ મલાઇ, સબોંને બૈઠ મજેસે ખાઇ;
અબ કૃતઘ્નતા કયું છાઇ, કાટેં લેકર છુરી ઔર ભાલે. ૨
હૈં જો બૈલ પુત્ર હમારે, કરેં કાર્ય સભી તુમારે;
ખેંચે હલ ઔર બીજ બિચારે, ચાહે કિતના કોઇ ઉઠાલે. ૩
સર્દી ગરમી સીરપર ઉઠાતે, તોભી માર તુમ્હીસેં ખાતે;
ઉફ્ તક નહીં જબાનપર લાતે, જાલમ ફિરભી કતલ કર ડાલે. ૪
સબકે મુખપર જરદી છાઇ, તાકત રહી બદનમેં ન રાઇ;
યહ કીસકા દોષ હૈ ભાઇ, શર્મા કરમુંકી ગત પાલે. ૫

જેનાથી આપણને ખાવા પીવા પહેરવા ઓઢવાનું મળી શકે છે જે પ્રાણી દેશની વેપાર વૃદ્ધિ અને આબાદીનું મુળ છે, જે પ્રાણીની સહાયતા વડે ધર્મ, અર્થ, કામ, મોક્ષ મેળવી શકાય છે, અને જે પ્રાણી આખા ભારત દેશનું જીવનરૂપ ગણાય છે તેવા નિરાશ્રિત, નિરાધાર ગૌ માતાજીના રક્ષણ અને સેવા કરવા ચુકવું નહિ.

## ગાયની જગતને વિનંતી.

### મનહર છંદ.

મારૂં દૂધ પીએ સુખ લીએ રાય રંક સહુ,
બાળક માંદાને દૂધ જીવન આધાર છે;

મારા ચામડાના જોડા પગનું રક્ષણ કરે,
પુત્ર હળ ખેંચી અન્ન નિપજાવે અપાર છે.
છાણ હાડકાં ઝરણ એ પણ નકામાં નથી,
જન જીવન તત્વો પુરાં કોણ કરનાર છે;
મારી છાસે પચાસ માણસો દીન એક જીવે,
નીત દૂધ બે જણ ભોજન ગરજ સારે છે.
હિસાબ ગણતાં સાઠ માણસો જીવાડું માસ,
છ માસે દૂધ ત્રણસો સાઠને ઉગારે છે;
ધાસ ખાઇ દુધ આપું વેણ ન કઠોર ભાખું,
શા માટે કસાઇ દેશદ્રોહી મને મારે છે.

કાવ્ય સુબોધમાંથી.

## ઉત્તમ વિચાર.

આ પૃથ્વી ઉપર સૃષ્ટિ પદાર્થમાં ઉત્પન્ન માત્ર સ્થાવર અને જંગમ એવા બે ભેદ સ્પષ્ટ દેખાય છે. સ્થાવર એટલે ઝાડ, ધાસ, અનાજ, વેલ, ભાજી પાલો, ફુલફળ, ઇત્યાદી વનસ્પાત અને જંગમ એટલે મનુષ્ય પશુ, પક્ષી, માછલાં, કીટક, વિગેરે પ્રાણી એ બનેની ઉત્પતિ અને સ્થિતિ જુદા જુદા છે, જેમકે વનસ્પતિને કામ ક્રોધા- દિક વિકાર તેમજ ચલણ વલણ, જ્ઞાન ઇંદ્રિયો અને સુખ દુઃખ અવસ્થાનું ભાન ન હોવાને લીધે તેને શસ્ત્ર વિગેરેથી છેદન કરીએ તો તેને દુઃખનો અનુભવ થતો નથી; માટે તેનું છેદન કરવાથી દોષ નથી. પરંતુ મનુષ્યાદિ પ્રાણીની ઉત્પતિ શુક્ર શોણીતજન્ય અને તેનું શરીર બહુધા રક્ત, મેદ, પરસેવા, લાળ, કફ, પિત્ત, મળ,

મુત્ર એવા પદાર્થોથી ભરેલું છતાં, તે પ્રાણીને જ્ઞાન ઇન્દ્રિયોદ્વારા સુખ દુઃખ અવસ્થાનું ભાન છે. એવા પ્રાણીયોને શસ્ત્ર વગેરેથી છેદન અથવા શ્વાસ રૂંધીને હિંસા કર્યાથી તેઓને દુઃખનો અનુભવ થાય છે. તેટલા માટે એવા પ્રાણીઓનો ઘાત કરવાથી દોષ થાય છે. જેને હિંસા દોષ કહે છે.

હિંસા એટલે (પ્રાણ લેવો) અને પ્રાણઘાત ન કરવો એ અહિંસા કહેવાય. એ અહિંસા એજ માનવનો મુખ્ય ધર્મ છે, કારણ આપણી પેઠેજ બીજા પ્રાણીઓને દુઃખ થાય છે માટે તેને દુઃખ દેવું નહિં, આપણને જેવો પ્રાણ પ્રિય છે તેવોજ બીજાને; તે માટે બીજાનો પ્રાણ લેવો નહિં અને આવો આ અમુલ્ય પ્રિયકર પ્રાણ લીધા સિવાય અને પ્રાણીને તેવે સમયે દુઃખ દીધા સિવાય માંસ મળતું નથી, અને વળી તે પણ લાળ, પરસેવો મળ, મુત્ર, પિત્તાદિથી મળેલ જાણે દુર્ગંધની મુરતીજ તેટલા માટે એવું ગંદુ ગંધાતું માંસ મનુષ્યોએ ખાવું નહિં એવી વિચાર કરવાની શક્તિ પરમેશ્વરે મનુષ્યોને આપી છે. પરંતુ તે વિચાર વિનાના કેટલાક પોતાનો માનવ ધર્મ છોડીને બિચારા નિરપરાધી પ્રાણીની હિંસા કરે છે. અરે! અરે! જે પ્રાણી અનેક દુઃખો ભોગવીને પોતાનું શરીર સંભાળે છે તેવા પ્રાણીનો એક પલમાં નાશ કરીને તેનું પશુવત ભક્ષણ કરવું એ વિચારવાન માનવને કેટલું દુષણ કર્તા છે? અરે! સર્વમાં અમુલ્ય એટલે કેટલું પણ ખરચતાં ન મળે એવા પ્રાણ તે એકાદા નજીવા પદાર્થ પ્રમાણે નાશ કરવો એ કેવડો અન્યાય! અરે! જે વસ્તુ એક વેળા ગઇ છતાં વળી જન્માંતે પણ મળવાની આશાજ નથી એવી વસ્તુનો સમુળગો નાશ કરવો એ

કેટલો અધમ વિચાર! પ્રાણ એ શી વસ્તુ છે તે ન સમજ્યા છતાં અને તે અમે કોઇને આપ્યો નથી તેમ આપી શકતા નથી એવા પ્રાણને નહિં જેવા કરવા એ મોટો જુલમ કહેવાય. અરે! જે પશુ આદિકોએ કાંઇ અપરાધ નથી કર્યો ઉલટો આપણને નફો કરેલો હોય છે એવા પરોપકારી પશુ આદિકોનું ગળું કાપવું એ કેટલું નિંદ્ય કૃતઘ્નતાનું કામ! અરે! જે મુંગાં પ્રાણી મુખ મુદ્રા, પુંછડું અને પગ એનાથી પોતાના દુઃખનું ચીન્હ દેખાડીને અને મેં-મેં-મેં-મેં ચેં-ચેં એવા એવાં અનેક પ્રકારના દુઃખદાયક તથા દયાજનક બરાડા પાડીને જણાવે છે કે હે મનુષ્ય રે! મને ન માર! મેં કાંઇ તારો અપરાધ કર્યો નથી તારા જીવન અર્થે ઇશ્વરે ધાન્ય ફુલ ફળાદિ ચોખ્ખા પદાર્થ પૃથ્વીમાંથી પેદા કર્યા છે તેને છોડીને નિર્દય બની મને નહિ માર! અરે નહિ માર! હું તારે શરણે પડયો છું, મને તારોજ આધાર છે." એવી એવી રીતે પોતાની મુંગી ભાષા વડે અત્યંત આર્જવ અને કલકલાટ કરતા જીવતા શરીર ઉપર તીખી શસ્ત્રધારા ચલાવવી એ કેટલું અઘોર કર્મ! હરે! હરે! કેવડો જબરો અન્યાય. આવા અન્યાય કર્મ કરનારની ઇશ્વર કેવી ગતી કરશે તે કહી શકાતું નથી તોપણ એવું અનુમાન કરી શકાય છે કે જેમ રાજા પોતાની પ્રજા પર દેખરેખ રાખીને ખુની મનુષ્યનો પ્રાણ લેવાની શીક્ષા કરે છે તેજ પ્રમાણે સર્વ પ્રાણી પર સમદ્રષ્ટિ રાખનારા પરમાત્મા તે પશુ આદિકના પ્રાણ લેનારને શિક્ષા કરશેજ, કરશેજ, એમાં કાંઇ શક નથી.

મનુષ્યને આત્મજ્ઞાન અને વિચાર શક્તિ હોવાને લીધે "સર્વ પ્રાણી માત્રને દુઃખનો અનુભવ છે" તે સારી રીતે જાણે છે. તેમ વાઘાદિ પશુ અને ગીધાદિ પક્ષીને તે વિષે સમજ નથી, એ ક્રુર

પશુ પક્ષી જ્યારે પ્રાણીઓને મારે છે તે પ્રાણીઓ પોતાના પ્રાણ બચાવવા સારૂ મોઢેથી આરડીને, ફડફડાટ, ટળવળાટ, વળવળાટ કરે છે તથા મુખ અને પુંછ અને પગની નીશાનીથી આર્જવ કરે છે તે વાઘાદિને સમજાતું નથી પણ મનુષ્યને તો દયા અને વિચાર શક્તિ હોવાથી તે પ્રાણીઓનું દુઃખ સમજે છે અને તેના વડે તેમનામાં દયા ઉત્પન્ન થાય છે. પણ તેમ વાઘાદિને થતું નથી. માટે મનુષ્યે નિર્દય થઇને પ્રાણીને મારી ખાવું ન જોઇએ, અને ઇશ્વરે તેમને જ્ઞાન, દયા આદિ જે ગુણ આપેલા છે તેનો યોગ્ય ઉપયોગ કરશે તોજ તે સાર્થક થશે. નહિ તો જેમ એકાદા માજીસ્ટ્રેટને અન્યાયના કામો કરવાથી પ્રજાનો રાજા તેના હોદા ઉપરથી દુર કરે છે તેમજ આ સૃષ્ટિના રાજા પરમેશ્વર તે મનુષ્યને જ્ઞાન દયા વિગેરે ગુણથી દુર કરીને પશુ યોનીમાં ઘાલશેજ.

જો મનુષ્ય થઇને હિંસા કરે તો તે વાઘાદિકથી પણ ક્રુર જાણવો કેમકે વાઘાદિકો પ્રાણીઓને એકદમ મારે છે પણ આ દુષ્ટ હિંસક માણસ, જેમ સુતાર લાકડામાં ખીલા ઠોકે છે તે પ્રમાણે મનમાં લેશ પણ દયા ન લાવતાં ઢોરો પર તીક્ષણ શસ્ત્રાઘા ચલાવે છે અને લુગડામાં સોય ટોચ્યા પ્રમાણે બકરાં કુકડાંનાં શરીરમાં છુરી ભોંકે છે અને તેમાંથી અશુદ્ધ લોહીનો પ્રવાહ કાઢે છે તથા બટાટા પ્રમાણે કપોત કુકડાં વિગેરેને જીવતાં બાફે છે તથા જાળથી માછલાંઓને જળ બહાર કાઢી તેનો શ્વાસ રૂંધી મારે છે. હરે! હરે! એવે પ્રસંગે તે બિચારાઓ કેટલો તડફડાટ કરીને કેટલી વેદના ભોગવતાં હશે! તેનો થોડો અનુભવ પોતાના અંગ પર શસ્ત્રનો ઘા કરીને કે શ્વાસ રૂંધીને કરી જોવો જોઇએ. બિચારા અરધી ઘડીમાં

કુકડીને મારું છોડુ છે એ વખતનું તેનું આરડવું, ડોળામાંથી અશ્રુપાત અને કાળજામાં ધડધડાટ થાય છે તે સાત્વિક માણસ જુએ તો કંપારી આવી જાય એવો મનુષ્યપણાનો સ્વભાવજ છે.

પશુ આદિકો માણસ ઉપર અનેક રીતે ઉપકાર કરે છે તે યાદ રાખીને તે ઉપર પ્રત્યુપકાર કરવો જોઇએ તે એક કોરે મુકીને હિંસક મનુષ્ય તેને મારી ખાય છે તેમાં તે મનુષ્ય પર એક હત્યાનો અને બીજો ગુણુ ચોરનો એવા બે દોષ લાગુ પડે છે. વાઘને પશુ આદિકના દુધ ઘી વીગેરેથી કાંઇ પણ ઉપકાર થતો નથી એ ઉપરથી હિંસક મનુષ્ય વાઘ કરતાં પણ વધારે દુષ્ટ ઠરે છે.

વાઘ તો માત્ર પૃથ્વી પરના પશુને મારી ખાઇને પશુ દ્વેષી થાય છે, મગરમચ્છ જળમાંના માછલાં ગળીને માત્ર મચ્છ દ્વેષી થાય છે પણ આ હિંસક મનુષ્ય તો ભુમી પરનાં પશુ, પાણીમાંના માછલાં, આકાશમાંના પક્ષી અને શીપ માંહેના કીટક વગેરે સર્વેને મારી ખાય છે માટે તે એ સર્વનો દ્વેષી ઠરે છે હર ! હર ! મનુષ્ય થઇને વાઘ કરતાં પણ વિશેષ દોષ કરવા એવું માનવ નામ ધરાવવામાં તથા જીવવામાં કંઇ લાભ નથી.

એટલુંજ નહિ પણ તે વાઘાદિક કરતાં નીચ વિશ્વાસઘાતી અને અન્યાયી પણ ઠરે છે. જુઓ વાઘાદિક નાનાં બચ્ચાંને ખવરાવી પીવરાવી ઉછેરીને મોટું કરે છે તેને તે કદી ખાતો નથી પણ હિંસક મનુષ્ય તો બકરાં, બતક, કુકડાં વગેરે પ્રાણીને પોતાના બચ્ચાં પ્રમાણે પાળીને પોતાના હાથથી તેને ખાવા પીવાનું આપીને નાનાથી મોટા કરે છે તેજ હાથથી તેના ગળાં પર ઘાવ કરીને મારી ખાય છે. હર ! હર ! હર ! આવી રીતે પાળેલાં આપણાં બચ્ચાં જેવાં

મારીને ખાવા એવું નીચ કામ બીજું નથી. વળી વાઘ તો મનુષ્યને સામા થઇને મારે છે પણ આ દુષ્ટ હિંસક તો પશુ આદિકને કપટ કરીને મારે છે. તે એવી રીતે કે ધાન્ય વગેરે કાંઈ ખાવાનો પદાર્થ જંગલમાં મુકીને પોતે નજદીકમાં છુપાઇ બેસે છે. પછી ભુખે મરતાં પ્રાણી તે ખાવા માંડે છે તેટલામાં પેલો નીચ કપટી સંતાઈ બેઠેલો હિંસક મનુષ્ય બંદુક વગેરેથી તેને મારી નાખે છે, એ કેવો વિશ્વાસઘાતી કહેવાય ?

વાઘ મનુષ્ય વગેરેને મારે છે, તે વખતે મનુષ્યે વાઘને મારવો એ ન્યાય કહેવાય. પણ ગરીબ રાંક બીચારાં ઢોર, બકરાં, મેંઢાં, કુકડાં, માછલાં, ગાય, જે મનુષ્યને મારી ખાતા કે ઇજા કરતાં નથી એટલુંજ નહિ, પણ ઉલટાં તેમના પર દુધ, ઉન, વિગેરેનો ઉપકાર કરે છે, એવા ઉપકારી અને નિરપરાધી પશુને પોતે મનુષ્ય હોઇ મારી ખાવા એ બહુ અન્યાયની વાત નથી વારૂ ?

એ પ્રમાણે જોતાં જ્ઞાન દયાદિ ગુણવાળા એવા જે મનુષ્યો તે વાઘાદિ પશુઓ કરતાં ક્રુર, કૃતઘ્ન, સર્વ ભૂતદ્વેષી, વિશ્વાસઘાતી અને અન્યાયી એટલે જાણે મહાકાળ પ્રમાણે અથવા તેથી પણ સખત બનીને તેઓએ બિચારાં પશુઆદિક ઉપર જુલમ અને કહેર માંડ્યો છે. હરિ ! હરિ ! !

મનુષ્યને ઇશ્વરે વિચાર શક્તિ આપેલી છે તે યોગે એ વાતનો વિચાર કરવો જોઇએ. જુઓ, કે મનુષ્ય જેમ સ્વતંત્રતાથી પોતાની ઉપજીવિકા ચલાવે છે, તેમજ પશુ પક્ષી પણ ચલાવે છે; મનુષ્ય પ્રમાણેજ પશુ આદિક પણ પોતાનાં બચ્ચાં ઉપર પ્રીતિ રાખીને જીવવાની આશા ધરાવે છે. જેમ મનુષ્ય અને પશુ આદિકને

મરવું પ્રિય લાગતું નથી પણ તે મરતાં બીહે છે. તેમ મારવા કાઢેલું પશુ પક્ષી પણ પોતાનો પ્રાણ બચાવવા માટે ઘણીજ કરૂણ વાણીથી આં, એં, બેં, બેં, ચાં, ચીં, કાં, કીં, એવા એવા મોઢેથી ઉચ્ચાર અને દુઃખના ચીન્હો કરે છે પણ તે પર લક્ષ ન દેતાં મનુષ્ય તે બિચારાંના પ્રાણ લે છે. ઇશ્વર તેને કેમ તારશે?

કસાઇખાના વિષે એક વાત વાંચવામાં આવી છે તેમાં લખેલ છે કે પૂર્વે મુંબઇમાંનો કસાઇવાડો આગગાડીના રસ્તા પાસે રાહદારી માર્ગ પર હતો. ત્યાં એક સિપાઈ પેહેરેદાર હતો તેણે એક સદ્‌વિચારજન મહાશયને કહ્યું કે "જલો આ નોકરી" અંહી રૂપીઆ પંદર પગાર તો મળે છે પણ જો બીજે પેટ પુરતો ૭ કે ૮ રૂપીઆ પગાર મળે તો હું તેટલામાં જવાને ઘણો ખુશી છું. કારણ કે અહીંયાં સેંકડો ગાય બકરાં મારતી વખતે દુઃખદાયક આર્ત્તવ સ્વરથી નીકળતી હૃદય ભેદક તેમની કરૂણ વાણી તથા પ્રાણાંતની તેમની બેં, બેં, મ્યાં, મ્યાં, એવા પ્રકારની ચીસો સાંભળીને મનને થરથર કંપારી છુટે છે અને દેહનું ભાન સરખું પણ રહેતું નથી તથા કાળજું ધડકે છે હું માંસાહારી હતો તોપણ અહીંયાં આવ્યો તે દીવસથી માંસ જોવાથી તો શું પણ "માંસ" એ શબ્દ સાંભળવાથી મારા દેહને કંપારી છુટે છે. હે સાહેબ આ ખાટકી (કસાઇ) નું નિંદ્યકર્મ ઇશ્વરને પણ ન ગમે! જુઓ કે આ કસાઇ ચાર કે પાંચ માસ આ અઘોર કર્મ માત્ર કરી શકે છે પછી તેના આંગળાં કોહી જાય છે; ડોળા ફુટે છે; બહેરા, ઘેલા, લુલા, લંગડા, એવા થાય છે, અને તેઓ પણ ખાટકીકર્મ નિંદ્ય અઘોર છે એવું માને છે. તેઓ પણ પેટકે વાસ્તે કરતા એવું

કહીને દયા ભાવ દેખાડી આંસુ ભરેલા થાય છે. કેટલાક ખાટકીના હૃદય તો એટલે સુધી દયાથી પીગળી જાય છે કે તેઓ તે અઘોર કર્મ છોડીને એકદમ ફકીર બને છે (એવો એક સંધનો નામે કસાઇ પૂર્વે પ્રખ્યાત ફકીર થઇ ગયો છે.) અને તે માંસાહાર છોડીને કેવળ પરમાર્થ લક્ષમાં લઇને કરેલાં અઘોર કર્મ વિષે પસ્તાવો કરીને ઇશ્વર પાસે તેની ક્ષમા માગે છે. અસ્તુ. એજ પ્રમાણે અહીંયાંજ હિંસા કર્મનું ફળ મળે છે. વળી પછવાડેથી પરલોકમાં જે મળશે તે તો જુદુંજ.

# આટલે લગી તો માત્ર પ્રાણીના સુખ દુઃખ સબંધી વિચાર ચાલ્યો હવે આગળ માંસ સબંધી વિચાર કરીએ.

માંસ કાંઇ ફલ ફુલ મેવા ઇત્યાદિકની માફક ઝાડે વળગેલું નથી પણ પ્રથમજ પ્રાણીને બંધન કરીને પછી તેનુ નિષ્ઠુરતાથી શિરચ્છેદ કરવાથીજ તે મળે છે. તેને લીધેજ તે વેચનાર વગેરેના કસાઇ, ખાટકી, એવાં ઘાતકી નામ પડેલાં છે. જ્યારે એવું લોહી ભરેલું માંસ, લાળ, કશ્મલ, વિષ્ટા, મેદ, કફ, પિત્ત એવા દુર્ગંધ પદાર્થથી ભરપુર કેવળ નર્કની બરોબરીનો ગંદો ગંધાતો અમંગળ પદાર્થ હમણાંના પ્રખ્યાત અને વિદ્વાન કહેવડાવનારા લોક ગળ-કાયમાન કરે છે ત્યારે પછી તેઓએ તાર્તરી અને ચીનાઈ લોકોની

માંસાહારી રૂઢી પર શા માટે હસવું જોઇએ? માંસ કહ્યું એટલે તેમાં સર્વ દોષ છે પછી ગમે તે પ્રાણીનું હોય બકરાનું હોય કે કુતરાનું હોય કે બીલાડાનું હોય તો તે સમાનજ છે.

હિંસક મનુષ્યનું રસોઇખાનું અત્યંત ભયંકર તેમજ દુર્ગંધીથી ભરેલું હોય છે. કોઇ જગોએ તાજા લોહીનાં ટીપાં; કોઇ જગોએ લોહીનાં ગંઠેલ ચાકાં, કોઇ જગોએ મરનાર પ્રાણીનું પ્રાણ જતી વખતનું દુઃખ ભરેલું આરડવું, કોઇ જગોએ મારેલા પ્રાણીનાં માથાં, પગ, પેટ, કોથળી, કપાળ એવા એવા ભિન્ન ભિન્ન શરીરના વેરણ ખેરણ ભાગો જમીન પર પડેલા કે ઉંચા ટાંગેલા, કોઇ જગોએ જોઇએ તો તે અવયવોના કટકા પડેલા અને હાડકાં ચામડાં નાખેલાં એવો ગંધ મારતો, ભયંકર અને ત્રાસદાયક દેખાવ હોય છે. રામ! રામ! એવો દેખાવ એ હિંસક મનુષ્યોથી કેમ જોવાતો હશે? અરે! તેવો દેખાવ જોઇને તેમને પોતાનાં કે પોતાનાં બચ્ચાંનાં શરીરમાંનાં લોહી, માંસ કે હાડકાનું તે સમયે સ્મરણ થઇ તેમનું અંતઃકરણ ધડકીને કંટાળતું કેમ નથી વારૂ! દુર્ગંધ, લાળ, પરૂ, પિત્ત એવા નર્ક જેવા પદાર્થો ખાવાનું મન તેમનું કેમ ચાહે છે? ડુક્કર જેમ નર્કમાં લોટીને આનંદ માને છે તેમ તે પણ આનંદ માને છે કે શું? શિવ! શિવ! આ કેટલું ગંદાપણું! આ રસોઇ વખતે અને બીજે વખતે પણ માછલાં આદિનો દેખાવ અતિ વિદ્રુપ દેખાયા છતાં અત્યંત દુર્ગંધતાથી ભરેલો હોય છે. કોલંબાની સુંગટ માછલી તે જેમ ભંગીના ટોપલીમાં નર્કકીડા ખદબદે છે તેમજ તે અસંખ્ય ઝીણા જીવ વેચનારના ટોપલામાં દેખાય છે. વળી એકાદા માણસને અંગે કાંઇ દરદ થઇને માંસ સડી જાય છે, અગર તો રોગમાંથી વહેતી રસીની દુર્ગંધી

આવે છે તેજ પ્રમાણે માંસની વાસ આવે છે વળી તેજ પ્રમાણે સુકવેલા અને મીઠામાં આથેલાં માછલાંમાંથી પણ સડેલા ઉંદર જેવી દુર્ગંધ નિકળે છે એનો પુરો અનુભવ જેને જોઇતો હોય, તેણે મછી બજારમાં જઇ જોવું.

# હવે હિંસા કર્મ સબંધી જે ન્યાય તે વિષે વિચાર કરીએ.

કીડી મંકોડી એવા સાદા નાનાં પ્રાણીઓને મારવાને આપણે દયા ખાઇયે છીએ. તો પછી જે પ્રાણી આપણને ઉપયોગી થઇ પડે છે એવા જે ગાય, ઢોર, મેંઢાં, આદિને મારતાં આપણને કેટલી દયા આવવી જોઇએ! કીડી વગેરે નિરૂપયોગી પ્રાણીના મારનારાઓને આપણે જ્યારે તુચ્છ માનીએ છીએ ત્યારે ગાય ઢોર એવાં ઉપયોગી પ્રાણીઓના મારનારાઓને કેટલાં તુચ્છ, નિંદ્ય, અને નિર્દય માનવા જોઇએ?

ઘોડા, ગાય, બકરાં જેવા પશુ જેમ અહિંસક છે, તેજ પ્રમાણે મનુષ્ય પણ અહિંસક પ્રાણી છે, માટેજ માંસાહારી જે વાઘ, તેના સરખો તે મનુષ્ય, વિના શસ્ત્ર પ્રાણીને મારીને કેવળ કાચુંજ માંસ ખાઇ શકતો નથી; અને વનસ્પતીના ભેગ વિના અને પકવ્યા વિના માંસ ખાવાનો તેને કંટાળો હોય છે. એ ઉપરથી જુઓ કે ગાય વગેરે વિચાર શુન્ય પશુ સૃષ્ટિક્રમ પ્રમાણે પોતાનો અહિંસા ધર્મ પાળે છે; પરંતુ મનુષ્ય એ દયા અને વિચારથી ભરેલો હોવા છતાં અને તેના શરીરની રચનાનાં નિયમ ઉપરથી અહિંસક ઠરતાં છતાં;

તથા જમીનમાંથી પોતાનો ખોરાક મળી આવતો અને તે મેળવવાને શક્તિમાન્ છતાં:—તેઓએ હિંસક બનવું, એ તેના મનુષ્યપણાને કેટલું નિંદ્ય બનાવે છે. આવા આ હિંસક મનુષ્ય ગાય વગેરે પશુ પ્રમાણે પશુ થશે, ત્યારેજ દૈન્યવાણી, અનાથ પ્રાણી પર તેને મારી ખાવાનો જે તેણે જુલમ અને કહેર માંડેલો છે, તે બંધ થશે, અને ગાય બકરાં વગેરે સહસ્રો જીવ જગતમાં સુખેથી જીંદગી ગુજારશે. આપણા શરીરને કોઇ જરા કાંટો લગાડે તો મહા વેદના થાય છે અને તે કાંટો લગાડનાર આપણો વેરી થાય છે, તો પછી મારવા કાઢેલાં પશુ આદિકના શરીરમાં જ્યારે એકાદો દુષ્ટ મનુષ્ય ભાલો, તલવાર, છુરી કે લાકડું ખોસે છે ત્યારે તેને કેટલી વેદના થશે તે હિંસક મનુષ્ય વિચાર કરતો નથી અને વેર ઉઠાવે છે.

લડાઇની અંદર એકાદાને ઠાર મારવાને કોઇ મનુષ્ય પ્રવૃત્ત થયો હોય અને તે પરાજય અંતે પોતાના પ્રાણ રક્ષણ સારૂ એક ક્ષણભર દાંતમાં તરણું પકડીને સામા માણસને શરણે જાય તો તેને છોડી મુકવામાં આવે છે, તો પછી સર્વકાળ તૃણ ભક્ષણ કરનારા જે પશુ તેને વગર અપરાધે અને વગર કારણે ઠાર મારવાં એવું અત્યંત નિર્દય કર્મ કરવાને તે હિંસક મનુષ્યનો હાથ આગળ કેમ સરે છે?

વાઘાદિ હિંસક પશુ બીજા પશુને ખાય છે; ગીધાદિ હિંસક પક્ષી બીજા પક્ષીને ખાય છે; અને મગરાદિ જળચર બીજા જળચરને ભક્ષે છે; એ નિયમ ઉપરથી મનુષ્યનું હિંસકપણું સિદ્ધ કરીએ તો મનુષ્યોએ મનુષ્યજ ખાવા જોઇએ એ ન્યાયે તે મનુષ્ય પણ વાઘ, ગીધ સરખો નિર્દય અને નિર્લજ પશુજ ઠરે.

# અપવિત્ર ભ્રષ્ટ લોથને ભક્ષણ કરવાની ગંદી લોલુપતા.

આ અશુદ્ધ અમંગલ મુડદાની શુદ્ધતાના સંબંધમાં મોઢું હસવા લાયક આચરણ હિંદુ હિંસકોનું દીઠામાં આવે છે. હિંદુ લોકોમાં પવિત્ર મનાએલાં કેટલાક શ્વેતાંબરી બ્રાહ્મણાદિકોને ઘેર કોળી લોક માછલી વેચવા જાય છે, ત્યાં ધોએલાં વસ્ત્ર પેહેરેલી પવિત્ર થયેલી બાઇઓ હોય છે; તે બાઇ તે કોળી પાસેથી પોતાના એક વાસણમાં તેને અડયા વિના માછલી વેચાતી લે છે, અને પછી તેજ પવિત્ર વસ્ત્ર સહિત તેને કાપીને અને સીજાવીને ખાય છે. એવી તેમની રીત હોય છે. કોઇ વેળા એવું બને છે કે, તે માછલી પર સુતરનો કટકો કાંઇ વળગી રહેલો રહી જાય છે, અને તેવી સુતર વળગેલી માછલી તે કોળી તેના વાસણમાં મુકી દે છે, અને તે બાઈ તેને ઉચકી લીધા પછી તે સુતરને જુએ છે. એટલે કોળીના સુતરને અડકાયું એમ કહી તે બાઇ માથા બોળ નાહે છે, અને પોતાને શુદ્ધ થઇ ગણે છે. આ ફારસ નહિ તો બીજું શું ! તેમજ વળી બીજું—એક આશ્ચર્ય! સદરહુ માંસાહારી બાઇ અને તે વળી બ્રાહ્મણ કહેવરાવનારા સાક્ષાત (બ્રહ્મરાક્ષસ જેવા) સ્નાન ધ્યાન કરનારા ધોએલાં વસ્ત્રવાળી બાઇ અને તેનો ધણી, મુસલમાન અને ક્રીસ્તાનના હાથના મીઠામાં આવેલાં આંબા વગેરે પદાર્થનાં અથાણાં અને કાચરીઓ લેવામાં અને સ્પર્શ કરવામાં દોષ માને છે: પરંતુ તેજ મુસલમાન અને ક્રીસ્તાનનાં હાથથી મીઠામાં આવેલી માછલી કે માંસને શુદ્ધ પવિત્ર અને નિર્દોષ માનીને તેને ધણી ખુશીથી સ્પર્શ કરે છે એટલુંજ નહિ,

પણ તેને સીજવાને પેટમાં ઘાલે છે. એ કેવી પવિત્રતાના સંબંધમાં અક્કલની ખુબી !

જનાવરોને ઠાર મારવા માટે જે નિર્દયતા લાગે છે, તે આણવા માટે અભ્યાસ રાખવો પડે છે. ભળતાંજ કોઈ એક મનુષ્યને કહ્યું કે અમુક એક જનાવરના ગળાં પર તીખી છરી મુકીને તેનું ગળું કાપ, તો તે તે નિષ્ઠુર કર્મ કરવાનો નહિ પણ નાનપણથી જેની મનોવૃતિને જાનવરોનાં ગળાં કાપવાનો અભ્યાસ પડયો હશે તેનેજ હાથેથી તે નિષ્ઠુર કર્મ થશે અને તે પણ દ્રવ્ય લોભેજ. કસાઈખાનામાં જે ખાટકી હોય છે તે મુસલમાનજ હોય છે, અને તેમને નાનપણથીજ જનાવરોને મારવાની ક્રુરતાનો સંસ્કાર થયેલો હોય છે. તેથી હિંદુ લોકો જે માંસાહારી હોય તે મુસલમાનને હાથેજ તે નિંદ્ય કર્મ કરાવે છે અને એમાં જરા પણ અચકાતા નથી. તાત્પર્ય—મનુષ્યના સ્વાભાવિક દયાધર્મ વિરૂદ્ધ જનાવરને મારી ખાવા માટે અભ્યાસથી નિર્દયતા આણવી પડે છે, એ ખુલ્લું સત્ય છે. તે માટે મનુષ્યોએ હિંસા કર્મ કરવું સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ છે. માંસ પ્રાપ્ત કરવા માટે જનાવરોને કોઇ પણ પ્રકારે ઓછુવત્તું દુઃખ દેવાની જરૂર પડે છે. તે માટે એવું દુઃખ આપવાથી પ્રાપ્ત થનારૂં માંસ, તે મનુષ્યોનું અન્ન નથી. કસાઇખાનામાં દરરોજ અઘોર કર્મ દુષ્ટ જન આચરે છે, તેના તરફ દયાળુ અંતઃકરણના સાર્વજનિક હિત કર્તા લોક પોતાનું મન કેમ વાળતા નથી? તેમણે ક્રુપાળને શા માટે બેસવું! નિરૂપદ્રવી અનાથ પશુ પર આવું દુઃખ કરવું એ અપ્રત્યક્ષ માંસાહારનું ફળ કહેવાય. વાડાના મેદાનમાંથી કસાઇખાનામાં લઇ જતાં રસ્તાની અંદર આ હતભાગ્ય જનાવરની દયામન હૃદય

ભેદક જે બરાડા અને દુઃખ ભર્યા આર્ત્તવ સ્વર તે કાન વડે સાંભળો; ભયં અને દુઃખથી હાવરા બાવરા થઇ ગયેલા તેમના ડોળા તરફ જુઓ; તેની દેહાંત સમયની આખરની ખેંચતાણને પણ જુઓ; અને વધસ્થાન પર ખેંચી લઇ જતાં ગભરાયલાં પશુઓનું ભયંકર કાકલુત વાણીનું બરાડવું સાંભળો; અને પછી કહો કે જનાવરોનું શિરચ્છેદ કરવું, એથી સહૃદયતાનો, ધર્મનો અને ન્યાયી સત્ય મનોવૃતિનો ભંગ થાય છે કે નહિ?

માંસ ભક્ષક જનાવરના સ્વાભાવિક આહાર વિરૂદ્ધ મનુષ્યનો આહાર છે. તે મનુષ્યના દાંતના બાંધા પરથી સ્પષ્ટ જણાય છે. માંસ ભક્ષક જનાવરના દાંત તીક્ષ્ણ અણીદાર હોઇને તેમાંના કેટલાક તો ઘણા મોટા આકારના બળવાન હોય છે તે વડે અને પંજાની મદદથી તેમને આવશ્યક માંસ ફાડીને ટુકડા કરતાં આવડે છે હવે મનુષ્યને આવા પ્રકારનું ઈંદ્રિય સાધન હોવું જણાતું નથી. મનુષ્યને તીક્ષ્ણ નખનો પંજો નથી સિવાય તેના દાંત માંસ ભક્ષણ કરનાર જનાવરના દાંતથી ઘણા ભિન્ન હોય છે. જે દાંતને કેનાઇન એટલે રાક્ષસી કહે છે. તે તેની પાસેના દાઢના દાંત કરતાં ઘણા ભિન્ન નથીજ અને એ દાંત એવા પ્રકારના અને આકૃતિના કરેલા છે કે તેણે કરીને હમેશના ઉપયોગના વનસ્પતિના પદાર્થ ફોડીને તેને કોઠામાં પાચન કરવા લાયક થાય તેમ ચાવીને ખાતાં આવડે.

એટલે સુધી ઇશ્વરે મનુષ્યને જ્ઞાન, દયાદિ વિચાર શક્તિ આપેલી છે તે ઉપરથી હિંસા કર્મના નિંદ્ય અને અયોગ્યપણા બદલ વિચાર થયો. પણ કોઇ “ હિંસા કર્મ વેદશાસ્ત્ર વિહિત

છે" એવું માનીને કુળધર્મ અને યજ્ઞને નિમિતે ખોટું બોલી માંસની લાલચથી પશુઓને મારી નરકે ન જાય તેટલા માટે વેદાદિ માન્ય ગ્રંથમાંના કંઈક વચનો અહીં આપ્યા છે.

અહિંસા સત્યાસ્તેય બ્રહ્મચર્યા પરિગ્રહાયમાઃ (યોગસુત્ર ૩૦) અર્થ—સદા સર્વદા હિંસા કે માંસ ભક્ષણ ન કરવું. સત્ય બોલવું. ચોરી ન કરવી. મનમાં દુષ્ટ વૃતિ ન ધરવી. શરીર સ્વચ્છ રાખવું. અને સર્વ ઇંદ્રિયોને ન્યાયથી કાબુમાં રાખવી. એ સર્વ સદ્ધર્મના લક્ષણ જાણવા. અને એજ સદ્ધર્મ મનુષ્યોને યોગ્ય છે.

દુષ્ટં હિંસાયામ્ તસ્ય સમભિવ્યાહરતો દોષઃ (વૈશેષિક સુત્ર ૭-૮) અર્થ—હિંસા કે માંસ ભક્ષણ કરનારા મનુષ્યો દુષ્ટ જાણવા. અને એવા હિંસક સાથે એક પંક્તિ ભોજન, એક પંક્તિ શયન કે એક પંક્તિ વેદાધ્યયન કરવાથી મહા દોષ ઉત્પન્ન થાય છે.

મનુસ્મૃતિમાં હિંસા કર્મનો નિષેધ કર્યો છે તે નીચે પ્રમાણેઃ—

(મનુ) ॥ અદત્તાના મુપાદાનં હિંસાચૈવા વિધાનતઃ । પરદારો સેવાચ શારીર ત્રિવિધં સ્મૃતં ॥ અર્થ—હે મનુષ્ય. હિંસા કે માંસ ભક્ષણ કરવું, આજ્ઞા શિવાય બીજાની વસ્તુ લેવી, અને પરસ્ત્રી ભોગવવી, એ ત્રણ શરીરના અધમ છે, તે તું કદી આચરતો નહીં. બ્રાહ્મણાદિ ચારે વર્ણને સાધારણ લાગુ એવા જે ધર્મ તેમાંનો અહિંસા એ પહેલો ધર્મ છેઃ—(મનુ, યાજ્ઞવલ્કિ, વ્યાસ) ॥ સર્વેષામેવ માંસાનાં મહાન્દોષસ્તુ ભક્ષણે, નિવર્તને મહત્પુણ્ય મિત્યાહસ પ્રજાપતિઃ। શગાર્તો વ્યાધિતો વાપિયોમાંસંનાન્યલોલુપઃ ફલં પ્રાપ્નોત્યચતને નસોશ્વમેધફલં તથા. ॥ અર્થ—કોઇ પણ પ્રાણીનું માંસ ખાવું તો તેમાં દોષજ છે. હિંસા

કે માંસ ભક્ષણ ન કર્યાથી મોટી પુણ્ય પ્રાપ્તિ થાય છે, એવું સૃષ્ટિ કર્તા બ્રહ્મદેવે કહેલું છે. કોઇ લોભથી, લાલચથી, કે પ્રીતીથી હિંસા કે માંસ ભક્ષણ કરતો નથી તેને યજ્ઞ ન કરતાં છતાં પણ અશ્વમેધ ફળ પ્રાપ્ત થાય છે. એજ પ્રમાણે હિંસા કે માંસ ભક્ષણ કરવું નહીં, એ વિષે આપણા મન્વાદિ શાસ્ત્રમાં પણ લખેલું છે. તેનું, વેદોક્ત ધર્મી લોક હો! તમે ઉત્તમ પ્રકારે અવલોકન કરો.

હવે પુરાણો માંહેના બે વચન આપું છું. (ભાગવત) દ્વિષંતઃ પરકાયેષુ સ્વાત્માનં હરિમીશ્વરં, મૃતકે સાનુબન્ધેસ્મિન્ બદ્ધાસ્નેહાઃ પતંત્યધઃ અહિંસા સત્યમસ્તેયમ કામ ક્રોધ લોભતા, ભૂત પ્રિયહિતે હાચધર્મો યંસાર્વ વર્ણકઃ। અર્થ—" સર્વ પ્રાણીના અંતર્યામી શ્રીહરી હોવાને લીધે પ્રાણીનો મારનારો શ્રીહરીનો દ્વેષી બને છે. અને એવા પ્રાણઘાતકી પુરૂષ સહકુટુંબ નરકમાં બુડે છે. માટેજ ચારે વર્ણે હિંસા કર્મ કરવું નહીં એવો પ્રથમ ધર્મ કહેલો છે" પ્રાચીન કાળમાં બંહીરાજા યજ્ઞમાં પશુહિંસા કરતો હતો તેને અને ધર્મરાજાને કોઇ કાળે નારદે ઉપદેશ કર્યો હતો, તે નીચે પ્રમાણેઃ—( ભાગવત )

ભોભો પ્રજાપતેરાજન્ પશૂન્પશ્યત્વયાધ્વરે સંજ્ઞાપિતાનજીવ સઘાન્નિઘૃણેન સહસ્રશઃ। એતેત્વાં સંપ્રતીક્ષંતે સ્મરંતો વૈશેસંતવ, સંપરેતમયઃ કૂટૈ શ્ચિંદ્ધં દંત્યુત્થિતમન્યવઃ। દ્રવ્ય યજ્ઞૈર્યક્ષ્યમાણં દષ્ટવા ભૂતાનિબિભ્યતિ, એષમાકરુણો હન્યાદન જ્ઞોહ્યસુ તૃપ્તુવં:

અર્થ—હે રાજા તેં ક્રુર બનીને યજ્ઞને નિમિત્તે જે હજારો પશુનો બળી આપ્યો અર્થાત માર્યા, તે તરફ અવલોકન કર; એ

સર્વે પશુ તારા હિંસા કર્મના બદલામાં ક્રોધાયમાન થઇને તને મુવા પછી પોલાદની શીંકથી ટાંચી ટાંચીને મારવા સારૂ તારી પરલોકમાં વાટ જોઇ રહ્યા છે ! હે ધર્મ, હિંસા યજ્ઞ કરનારા મનુષ્યને જોઇને પ્રાણી જે છે, તે થરથર કંપીને બીહે છે; કારણકે એ યાજ્ઞિક–મૂર્ખ–ક્રુર અને પર પ્રાણઘાત કરી તૃપ્તિ પામનારો હોવાથી મારો નિશ્ચય વધ કરશે, એવું પ્રત્યેક પ્રાણીને લાગે છે.

વળી એક શ્લોકનો કેવળ અર્થ અહીં બતાવું છું:—જે પુરૂષ પ્રાણી માત્રનો વધ કિંવા તેને અન્ય પ્રકારે પીડા કરતો નથી તે પુરૂષ ઇશ્વરને ગમે છે. અરે હો ! હિંસા કરનારાઓ મોક્ષ મેળવવાની જો તમારી ઇચ્છા છે તો પ્રાણીની હિંસા કરવી એ અધર્મ છે. એવું સમજીને યજ્ઞ, યાગાદિમાં પશુ વધ કરવાનું છોડી દો. પ્રાણુ ઘાત કરવો, એ ઘણુંજ નિંદ્ય કર્મ છે કારણકે હિંસા એ ધર્મને ઇષ્ટ નથી, એટલે પ્રાણી વધ એ અધર્મ છે; ધર્મ નહિજ. માંસ અગ્નિમાં બાળીને ખાવાથી ઇષ્ટ ફળ પ્રાપ્તિ થાય છે, એવું કહેવું એ નાના બચ્ચાના બડબડાટ જેવું છે. યજ્ઞમાં મારેલા પશુને જો સ્વર્ગ મળે છે. તો પછી યજ્ઞ કર્તા યજમાને પોતાના બાપને પણ સ્વર્ગ પ્રાપ્તિ થવા માટે તેને યજ્ઞમાં મારવાનું કાંઇ કહેશે? પણ એ તદન સત્ય નથી કેવળ ભ્રમણા છે.

શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે:—હિંસા કે માંસ ભક્ષણ ન કરવું. સત્ય બોલવું, પ્રાણી માત્ર પર દયા અને ક્ષમા રાખવી, એ દૈવી સંપતિનાં લક્ષણ હોય છે, અને એવા લક્ષણવાળાંને મોક્ષ પ્રાપ્ત થાય છે. પરંતુ તેથી વિરૂદ્ધ લક્ષણવાળાં એટલે હિંસા વગેરે નીચ કર્મ કરનારાને નરક પ્રાપ્ત થાય છે. માંસ એ વાઘાદિ તામસ ક્રુર પ્રાણીનું ભક્ષ છે; મનુષ્યનું નથી.

માંસ ભક્ષક કોઈ ન હશે તો પ્રાણી મારનારો પણ કોઈ થનાર નથી. કેમકે માંસ ખાનારા લોકોને માટે ઘાતકી મનુષ્યો પ્રાણીઓનો ઘાત કરે છે; તે માટે માંસ કોઈએ ખાવુંજ નહીં, એટલે પછી હિંસા કર્મ આપો આપ છુટશે.

માંસ ભક્ષક લોકોને માટેજ હરણાદિ નિરૂપદ્રવ પ્રાણીની હિંસા થાય છે અને તેથીજ માંસ ભક્ષકોનું આયુષ્ય ખરેખર ક્ષીણ થતું જાય છે. માટે જે પુરૂષને ઐશ્વર્ય ભોગવવાની ઇચ્છા હોય તેણે માંસ ન ખાવું. હે ધર્મ! માંસ ભક્ષણમાં મહા દોષ છે એ મેં પૂર્વે મારકંડેય રૂષીના મુખેથી સાંભળેલું છે. પ્રાણ ઘાતકીઓને જેવો દોષ લાગે છે, તેવોજ જીવીત આશાયુક્ત એવાં મારેલાં કે મુએલાં પ્રાણીનું માંસ ખાનારાને પણ દોષ લાગે છે. વેચાતું લેનારને ધનને યોગે, ખાનારાને ઉપભોગને યોગે, અને ઘાતકોને વધને યોગે, એવી ત્રણ પ્રકારે હિંસા થાય છે.

હે ધર્મ! દેવશાળીનું ભાત એજ શુદ્ધ હવનાર્દ પશુ છે. તેના ચોખા કરીને તે ચોખાના લોટ કે ભાતથી હોમ યજ્ઞ કરવો, એવું અનાદિ છતાં પરંપરાથી ચાલી આવેલી જે સંહિતા એટલે વેદ શ્રુતિ, તે ઉપરથી સ્પષ્ટ થાય છે; અને તેટલા માટેજ પુણ્ય લોક પ્રતે જવાની ઇચ્છા કરનારા લોક તે શુદ્ધ પશુના એટલે દેવશાળીના ભાતના હોમથી તે યજ્ઞ કરતા થયા.

યજ્ઞાદિકને અર્થે જે જીવની હિંસા કરવી તે યોગ્ય નથી. કેમકે હિંસાનું જે પરિણામ, તે પુણ્ય હોયજ નહીં; એટલે તે પાપ હોય છે, એવો નિયમ છે. જે શાસ્ત્રમાં પશુ હોમવાનું કહ્યું છે, તે શાસ્ત્રજ ન કહેવાય પણ કુશાસ્ત્ર છે. અને તેની રચના કરનારા પણ

મનુષ્ય તો ન કહેવાય, કેમકે જે પાપને પુણ્ય માને, તેના કરતાં બીજો પાપી કોણ! યજ્ઞમાં હોમાયલો જીવ જો સ્વર્ગમાં જતો હોય તો યજ્ઞ કરનારા તથા કરાવનારા પોતે હોમાઇને કેમ સ્વર્ગે જતા નથી? પોતે એમ કરતા નથી તેથીજ જણાય છે કે એ કલ્પિત વચન છે. યાજ્ઞિક લોકો હોમાદિને અર્થે જીવઘાત કરી તેનો બલિદાન દીધાથી પોતાને ભક્ત સમજે છે, પણ એવું ભક્તનું લક્ષણ હોયજ નહિં. ભક્તનું અંતઃકરણ દૈવી હોય છે, તેમાં મલીન વાસના ઉત્પન્ન થાયજ નહીં. જો મલીન વાસનાવાળાને ભક્ત કહીએ તો પછી અભક્ત કોને કહીશું? માટે એવું હિંસારૂપ કૃત્ય કરનારને ભક્ત માનવો નહીં; પણ અભક્ત માનવો. અને તે નિશ્ચયે નરકગામી છે, એમાં રજ માત્ર પણ સંશય આણવો નહીં. (રત્નાકર)

એ પ્રમાણે અનેક મહાત્માની સાધુ સંતોએ હિંસા કર્મની અયોગ્યતા વિષે નિરૂપણ કરેલું છે, તે સર્વેના મતો આ જગોએ લેતાં લેખ વિસ્તાર થાય, માટે લાંબુ ન કરતાં માત્ર સારરૂપી થોડા વચન લીધાં છે.

હવે ધર્મી આર્ય લોકો પ્રમાણે ખ્રિસ્તી, યાહુદી, પારસી, અને મુસલમાન લોકોની અહિંસકતા સંબંધી થયેલી સ્થિતિ અને તેના વિચારમાંથી થોડું આ જગોએ લઇએ. (બાઇબલમાંથી) "He shall have judgement without mercy that hath showed no mercy." એટલે "પ્રાણીને ઠાર મારનાર ક્રુર નિર્દય મનુષ્યને ક્રુર ભયંકર શિક્ષા ભોગવવી પડશે." તે માટે પ્રાણી માત્ર વિષે દયાવાન હોવું.

"Blessed are the merciful for they shall obtain

mercy." અર્થ:—પ્રાણી માત્રપર સદય અંતઃકરણ રાખનારાને ધન્ય છે; અને તેના પરજ ઇશ્વર દયા રાખે છે."

"His majesty has a great disinclination for flesh; and he frequently says, Providence has prepared a variety of food for man but through gluttony he destroys living creatures, and makes his body a tomb for beasts." A. અર્થ:—અકબર બાદશાહને માંસ ભક્ષણનો ઘણોજ કંટાળો હતો, અને વારંવાર કહેતા કે ઇશ્વરે મનુષ્ય માટે ધાન્ય, ભાજીપાલો, અને ફળફળાદિ એવો અનેક પ્રકારનો ખોરાક નિર્માણ કરેલો છે, તે છતાં પણ મનુષ્ય અજ્ઞાનતાથી અને ખાઉધરાપણાથી જીવંત પશુ પક્ષ્યાદિ પ્રાણીનો નાશ કરે છે, અને પોતાના શરીરને પ્રાણીઓનું કબરસ્થાન બનાવે છે. (આઇને અકબરી). પૂર્વે રોમન લોકમાં અહિંસક છતાં મોટા શૂર હુશીઆર અને બુદ્ધિમાન એવા પુષ્કળ પુરૂષ થઇ ગયા, તેમાં જે પાયથાગોરસ અને પ્લુટાર્ક નામે મોટા તત્વજ્ઞાની થયા તેમનો મૂઢ લોકો પ્રત્યે એવો ઉપદેશ છે કે:—

અરે ! હે નાશવંત મનુષ્ય, તું પોતાના ખાણા સારૂ કોઇપણ પ્રાણીનો વધ કરતો નહિં. કારણ કે ઇશ્વરે તારે માટે ધાન્ય અને ફળ ઉત્પન્ન કરેલાં છે; તે પોતાના ભારથી ઝાડની ડાળીઓને તારી તરફ નમાવે છે; કે જેણે કરીને તું ગંભીરતાથી તેનો સ્વાદ લેઇશ. દ્રાક્ષાવેલ પર ભરેલી લુમો; અને મધુર મધુર શાકભાજીઓ, જેમાંની કેટલીક અગ્નિયોગે કરીને નરમ અને સ્વાદિષ્ટ થાય છે; તે સર્વે તારા પેટ સારૂ કરેલું છે; તે સિવાય દુધ અને વનસ્પતિ જન્ય

મધ તેનો પણ કાંઇ તુટો રાખ્યો નથી; તેમજ પૃથ્વીમાંથી તારે માટે મિષ્ટ ભોજ્ય પદાર્થ પુષ્કળ ઉત્પન્ન થાય છે. તે કોઇ પણ પ્રાણીને કાપ્યા અથવા લોહી કાઢયા શિવાય સર્વેને મળે છે એવું છતાં તું પશુઆદિકને શા માટે કાપે છે? આપણને માતુશ્રી જેવી આ પૃથ્વી આપણું પાલણ કરીને ઉત્તમ પદાર્થ પુરા પાડે છે તે ઉપર સંતુષ્ટ રહેવું.

આરોગ્ય શાસ્ત્રના નિયમ પ્રમાણે વનસ્પતિ ખોરાક ઉત્તમ છે તેની ખાત્રી માટે જાણવું જોઇએ કે, કસાઇખાનામાં જે જાનવરો ખોરાક નિમિતે કપાય છે, તેમાંના આસરે અરધો અરધ ભાગ ક્ષય, નાસુર, ફેફસાંનાં દરદો, ખુજલી, ખસ, વિગેરે અનેક દરદોને આધિન થયેલાં હોય છે. કસાઇઓને કતલ કરવા માટે ચોખ્ખાં જાનવરો મળી શકેજ નહીં, વળી જો કાંઇ સારાં જાનવરનો વધ કરીને તેનું નિરોગી માંસ મેળવવામાં આવે તો પણ તેનું માંસ બીજા રોગીષ્ટ જાનવરોનાં માંસ સાથે બજારમાં વેચતી વખતે સેળ ભેળ થઇ જતું હોવાથી તે માંસ પણ રોગીષ્ટ માંસના ચેપી જંતુઓથી દુષીત થાય છે. અને એ રીતે માંસ ખાનારાઓ, ઉપર લખેલા દરદોમાં પડી જાય છે. ઘણું કરીને કસાઇખાનામાં રોગીષ્ટ જાનવરોને તરત માંસ વેચવાની લાલચે મારી નાખવામાં આવે છે, અને તે માણસોનેજ ખાવા માટે કામ આવે છે, માટે શરીરની તંદુરસ્તી સાચવવા માટે આરોગ્ય શાસ્ત્રની નજરે માંસાહાર એક ઘણોજ અઘટિત તથા રોગીષ્ટ ખોરાક છે, તેમાં લેશ માત્ર પણ સંશય રાખવા જેવું નથી. ટુંકામાં એ માટેજ વનસ્પતીનો ખોરાક આરોગ્યતા રાખવા માટે ઉત્તમ ખોરાક છે. માણસના શરીરની

રચના જોતાં તેના દાંત ફળાહારી પ્રાણીઓના દાંતની આકૃતી તથા નમુનાને ઘણાજ નિકટ રીતે મળતા છે અને તે સત્ય છે. x x x એક કાચા મુડદામાંથી માંસના લોચા તથા હડીઓને કાપીને તેનો આખો કોળીઓ ઉતારી જવાને માટે તેને દાઢ મદદ કરી શકતી નથી. નરમ ખોરાક ચાવવા માટે જેમ વાંદરાઓને ગોળાકારના ચોરસ સપાટીવાળા ચાર અથવા ઓછા દાંત હોય છે, તેવા દાંત મનુષ્યોને હોય છે, અને વાંદરાની માફક સહેલાઇથી ચાવી શકાય તેવાં ગોટલાવાળાં તેમજ સાદાં ફળફળાદિ તથા કંદ-મુળ ઉપર મનુષ્યો શરૂઆતમાં પોતાનો ગુજારો ચલાવતા હતા તેમાં કાંઇ પણ શંકા લાવવા જેવું નથી.

## ઘણા અંગ્રેજી દાકતરોના અભિપ્રાયનો સાર લઇ થોડાં નિચે લખ્યાં છે.

મનુષ્ય માત્રે હિંસા કરવી નહિ તેમજ માંસ ભક્ષણ કરવું નહિ, તેને માટે સંક્ષિપ્ત કારણો વિદ્વાન ઇંગ્રેજોએ આપેલાં છે તેનો આ અર્થ છે.

૧. વનસ્પતિ આહારી, માંસ ભક્ષણ કરનારા કરતાં નિરોગી હોય છે. તેથી મંદવાડ વિના ઘડપણ ભોગવે છે. માંસ ભક્ષકોમાં રોગી ઘણાંજ હોય છે, તે નજરેથી દેખાય છે અને સત્ય છે.

૨. જેણે ઉત્તમ જ્ઞાન માર્ગ અને સુવિચાર લોકો આગળ મુક્યા તે ગ્રહસ્થો કેવળ વનસ્પતિ આહારી હતા; તેમાંનાજ પેથા-ગોરસ, પ્લેટો, પ્લુટાર્ક વિગેરે થઇ ગયા છે.

૩. વનસ્પતિ આહારી, જનાવરની માફક મનુષ્યને પરસેવો આવે છે, પણ માંસાહારીને તેમ આવતો નથી. મનુષ્ય એ વનસ્પતિ

આહારી પ્રાણી પ્રમાણે હોઠથી ઘુંટડા ભરીને પાણી પીએ છે, પણ માંસ ભક્ષક પ્રાણી જીભથી ચાટી ચાટીને પાણી પીએ છે.

૪. માંસની અંદર સેંકડે ૨૬ ભાગ સંગીન પૌષ્ટિક તત્વ અને ૬૪ ભાગ પ્રવાહી પાણી હોય છે, પણ અનાજ અને વનસ્પતિની અંદર ૯૦ ભાગ સંગીન પૌષ્ટિક તત્વ અને ૧૦ ભાગ પ્રવાહી પાણી હોય છે.

૫. વનસ્પતિનો ખોરાક માંસ કરતાં છઠે હિસ્સે સસ્તો છે તથા તે હલકા દરજ્જાના પદાર્થની ભારે કિંમત આપી લેવો અયોગ્ય છે.

૬. વનસ્પતિ આહારથી મનુષ્યની શરીર પ્રકૃતિ નિરોગી રહીને તેની નૈતિક સ્થિતિ સુધરે છે. સિવાય બુદ્ધિ અને જ્ઞાન શક્તિ પણ સુદ્રઢ થાય છે.

૭. બાઇબલમાં માંસ ભક્ષણ કરવું એ ઘણું નિંદિત માનેલ છે. અંજીર, દ્રાક્ષ વગેરે વનસ્પતિ ખાનારા લોક જ્યાં વાસ કરે છે તે ભૂમી પવિત્ર છે.

૮. પાણીમાં માછલાં હોવાથી જળ ચોખ્ખું મળે છે.

૯. વનસ્પતિ આહારથી ઉદારતા અને દયા ઉત્પન્ન થાય છે. માનવ પ્રાણીના કુટુંબની ઉન્નતિને ઉત્તેજન મળે છે અને ભય તથા નિર્દયતાનો વિનાશ થાય છે.

પ્રખ્યાત એથરીંગ્ટન નામે એક પાદરી જે કાશીમાં ઘણાં વર્ષ લગી અહિંસક રહેતો હતો, તે પોતાના અને પોતાના બીજા બાન્ધવોની સ્થિતિ વિષે લખે છે—

હિંદુસ્થાનના બનારસ (કાશી) શહેરમાં હું આઠ નવ વર્ષ રહ્યો હતો, ત્યાં ઇંગ્લંડના ઘણા પાદરી મંડળ હતાં. તેમાં રસથી વધારે

પાદરી હતા તેમાંના એકની પણ શરીર પ્રકૃતિ મારાથી વધારે સારી ન હતી, તેમાંના ઘણાંકની શરીર પ્રકૃતિ બગડવાથી અમુક મુદત પાછા ઈંગ્લંડ જવાની અને હવા બદલવાને હિમાલય પર જવાની જરૂર પડી હતી. પણ હું તો તેમ ન કરતાં ત્યાંજ રહ્યો હતો, અને એ રીતે તેજ પ્રાંતના મેદાનમાં હું લાગલાગઠ ૧૫ વર્ષ વગર હવા ફેરે રહેવાને સમર્થ હતો અને પછી જ્યારે હું વિલાયત ગયો ત્યારે કાંઈ શરીર સુધારણા માટે નહિ, પણ બીજા કારણને લીધે ગયો હતો. અને આવી રીતે જે હું તંદુરસ્ત રહ્યો હતો, તે માત્ર મારા વનસ્પતિ આહારના બળથીજ રહ્યો હતો × × × × સંસાર ભોગવનારા ઉમેદવાર તરૂણ સ્ત્રીપુરૂષોને ઘર સંસારના સંબંધમાં "દારૂ અને માંસનું સેવન ન કરવું". એ સિવાય બીજો ઉત્તમ ઉપદેશ આપવા જેવો નથી.

માડાગાસ્કરના રહેનારા કોઈકજ માંસાહાર કરે છે; માત્ર આઠ વર્ષમાં આવી માંસાહારની નવી રીત ઉત્પન્ન થઈ છે; તે અગાઉ બલિદાનની અંદર તેઓ માત્ર સીજવીને વાપરતાં હતા. એવી વનસ્પતિ આહારનાં મહત્વની મારી નાની સરખી આ સાક્ષી છે. મારી એવી ઇચ્છા છે કે મારા માનવ બંધુ જનોએ આ નકામો દુરાગ્રહ અને પક્ષપાત એક કોરે મુકીને થોડા વખત પણ માંસ પરના લોલુપતા દબાવીને સ્વર્ગ સુખાનંદ લોકનો અને જગતની પ્રથમની રહેનારી પ્રજાનો "ફક્ત વનસ્પતિ આહાર પર ઉપજીવિકા કરવાનો જે પરિપાઠ" તે જારી રાખવો. હમણા સુધરેલા સંસારની સર્વ ઠેકાણેની માંસાહારની જે રીતી છે, તે ફક્ત અર્વાચિન નિર્દય, જંગલી એવી પશુ પ્રવૃતિની છે. મારી અગાઉનાં આદત છુટી. અને પશુના પશુ આદિક પ્રાણી સાથે નિર્દોષ, મિત્ર ભાવે રહેવાનો જે

મારૂં મુળ કર્મ, તે કર્મ તરફ હમણાં હું અત્યંત જલદીથી વળું છું. સર્વ માંસાહારી પ્રાણીઓમાં માંસાહારી મનુષ્ય એ પરમેશ્વરનું સર્વોત્તમ શ્રેષ્ટ કાર્ય કેમ ગણાય? જ્યારે સૌથી ઉત્તમ મહા પદાર્થ મનુષ્ય જન્મ પ્રાપ્ત થયો છે તો વળી પાછા પશુ યોનિમાં પડવાની નેષ્ટ યોજના શામાટે કરવી?

## શંકા સમાધાન.

ઉપરોક્ત જણાવાને શાસ્ત્ર અને દુનિઆના ચાલુ ધર્મ અને મતને આધારે કોઇએ હિંસા કે માંસ ભક્ષણ કરવું નહીં એવું સિદ્ધ કર્યું, તો પણ ઘણા જીભસ્વાદી અને દેવ ભોળા એવા પ્રકારના લોકો મનમાં બળતા સંશય લાવીને નિશાચરી અઘોર કૃત્ય કરે છે. અને બિચારા પશુઆદિક પ્રાણીને મારીને પોતાના રસોડાને સ્મશાન ભૂમિ અને પેટને કબરસ્થાન કરીને નરકે જવાના અખંડ સાધન સાધ્યા જાય છે, ત્યારે એવા માણસોની ગાંડી ઘેલી શંકાઓનું નિવારણ કરીને તેમને સુપંથ દેખાડવો, એ આપણો ધર્મ છે.

પ્રશ્ન—પાણીમાં સૂક્ષ્મ પ્રાણી હોય છે, તે પાણી પીવાથી સર્વના પેટમાં જઇને હિંસા અને માંસ ભક્ષણનો દોષ ઘડાય છે, એ જોતાં કોઇએ પાણી પણ પીવું નહીં એમ થાય?

ઉત્તર—હમેશ ચાલતા કુવા, નદી કે તળાવના શુદ્ધ પાણીમાં જીવ હોતાજ નથી. અને તેજ પાણી મનુષ્યોએ પીવું જોઇએ. કદાચ ચોખ્ખું પાણી ક્યાંઇ ન મળતું હોય તો તે પાણી તપાવી, ગાળીને ચોખ્ખું કરી પીવું જોઇએ. સૂક્ષ્મદર્શક મંડળીના અધ્યક્ષ જેમણે પાણીની પરિક્ષા લઇ સિદ્ધાંત કરી મુક્યો છે, કે શુદ્ધ

જળમાં જીવ મુદ્દલ હોતાજ નથી, અને તેનું શુદ્ધ જળ પીવાથી લોક નિરોગી રહે છે. વળી મનુષ્ય જે પાણી પીએ છે, તે માંસ જાણીને તેનો સ્વાદ લેવા પીતો નથી, પણ પાણી માનીને તૃષા મટાડવા પીએ છે. પાણીથી માંસની માફક ભુખ મટતી નથી. હવે સર્વત્ર પાણીમાં જીવજંતુ છે, એવું જો માનીએ તો પણ, પાણી પીવામાં હિંસાનો દોષ લાગતો નથી. કેમકે મનુષ્યોએ પાણી પીવું એ ઇશ્વર નિયમીત છે. પાણી પીવાથી સુક્ષ્મ જીવનું મરવું, અને માંસ ખાવાને માટે લોક ઉપયોગી પ્રાણીનો વધ કરવો, એ, બે વચમાં મોટો અંતર છે. પાણી પીવા પ્રમાણે પશુઆદિકનું માંસ ખાવા સબંધી ફરજીયાત ઇશ્વરી નિયમ નથી, એટલે સર્વ પ્રાણીને પાણીની ગરજ છે. તેવી, માંસની કંઇ ગરજ નથી. પાણી વિના માણસ જીવશે નહીં, પણ માંસ વિના જીવવામાં કંઈ હરકત નથી. ઇશ્વરના કુદરતી નિયમ પ્રમાણે જે કામ કરવામાં આવે છે તેવા કર્મનો દોષ કોઇને લાગતો નથી, એવો ન્યાય છે, અને ઇશ્વરને તો દોષ ઘટતોજ નથી.

**પ્રશ્ન**—(એક ડાકટર પ્રશ્ન કરે છે.) અરે! તમે ગાય કે ભેંસનું દુધ પીઓ છો, તે પણ લોહીમાંથી ઉત્પન્ન થયેલું છે. તો પછી તે કેમ પીઓ છો?

**ઉત્તર**—વાહરે વૈદ્યરાજ! જુઓ તમે તમારી માતુશ્રીનું દુધ પીધું કે નહીં, તે પણ લોહી જેવું થયું. ગાય ભેંસનું દુધ પણ તેવુંજ જાણો, વળી સર્વ પ્રાણીઓમાંથી દુધ નીપજતું નથી સ્ત્રી જાતીને પણ બચ્ચું જન્મ લે છે ત્યારે પણ નિયમિતકાળેજ દુધ થાય છે. બીજું રક્ત, માંસાદિ પ્રાણીઓને નાશ કરવાથી મળે છે, પરંતુ દુધ

તો પ્રાણીને દુઃખ આપ્યા શિવાય આનંદથી પ્રાપ્ત થાય છે, અને તેમાંથી દહીં, માંખણ, બાંસુદી, પેડા વગેરે નાના પ્રકારના અમૃત જેવા પદાર્થ ઉભય પક્ષે કલેશ થયા વીના પ્રાપ્ત થાય છે અને પ્રાણીનો નાશ થતો નથી, પણ તેનો સદઉપયોગ જીંદગી લગી થાય છે. દુધ એ ઇશ્વરે પ્રાણીઓના જીવન અર્થે નિર્માણ કરેલું છે. તેની સાથે રક્ત, માંસ, હાડકાનો કાંઇ પણ સબંધ નથી. દુધ પ્રાણીના શરીરેથી ઉત્પન્ન થાય છે તો તે મનુષ્યોએ પીવું તે દોષ મનુષ્યને નથી.

પ્રશ્ન—પ્રાણ અમર છે તો પછી દેહને વધ કરવામાં શી ચીંતા છે?

ઉત્તર—ઠીક! એવા જીભસ્વાદી સો પચાસ તમારા જેવા હોત તો મનુષ્યોનો પ્રાણ પણ અમર છે એમ કહીને તેમને મારી ખાવાનો ચાલ પાડયો હોત, પણ મનુષ્યને હિંસા કરવાથીજ પશુપણામાં જન્મ લેવો પડે છે.

પ્રશ્ન—જીવ મારવામાં દોષ છે ત્યારે વનસ્પતિ કેમ કાપો છો તેમાં પણ જીવ છે; અને વધે છે.

ઉત્તર—અરે ઘેલા! મનુષ્ય પણ વનસ્પતિ પ્રમાણે જીવે છે અને વધે છે; માટે મનુષ્યને પણ મારી ખાવું કેમ? જે કારણ ઉપરથી મનુષ્યને મારવું નહીં, તેજ કારણથી પશુઆદિકને મારવું નહીં. વનસ્પતી જડ છે, એટલે તેના શરીરનું સુખ દુઃખ આપણે જાણી શકતા નથી. વનસ્પતિ માત્ર મનુષ્યોનો તેમજ કેટલાંક પશુઓનો પણ ખોરાક છે, અર્થાત માંસ મનુષ્યોનો ખોરાક નથી, એ આધારે વનસ્પતિની સરખામણી માંસ સાથે કરવી તે ક્રુર અને વિચાર સુન્ય આસુરી માયાના મનુષ્ય શિવાય કોઇ કરી શકે નહીં.

પ્રશ્ન—મનુષ્યોએ હિંસા કરવી નહીં તે ખરૂં, પણ એમ કરવાથી પશુઆદિકની વૃદ્ધિ થઇ જતાં, જગા નહીં રહે, તેથી માંસ ખાવાથી એ અડચણ દુર થયેલી છે.

ઉત્તર—જો એમ કહીએ તો કુતરાં, બિલાડાં, કાગડા એવા પ્રાણીને કોઇ ખાતું નથી તેથી, તેમની વૃદ્ધિથી મનુષ્યને કાંઇ પ્રતિબંધ થાય છે કે? તેમજ મનુષ્યને કોઇ મારી ખાતું નથી. માટે તેમની ભીડથી લોકોને રહેવાને જગા પુરતી નથી શું? અને જો તેમ નથી થયું તો ગાય, બકરાં, માછલાં એવાં ઉપયોગી પ્રાણીઓને ન મારવાથી, શું જગ્યાનો તોટો આવશે? નહિજ, તેમાંથી તો ઉલટો દુધ, ઘી, ઉન વગેરેનો નફો થનાર છે.

પ્રશ્ન—મોટા મચ્છ નાનાં માછલાંને ગળી જાય છે. વાઘાદિ બળવાન પ્રાણી બીજા નિર્બળ પ્રાણીઓને ફાડી ખાય છે; અને ગીધ, બાજ આદિ પક્ષીઓ પણ તેમ કરે છે, તો તે પ્રમાણે મનુષ્ય સર્વમાં શ્રેષ્ટ તેમણે બીજા પશુઆદિકને ખાવા, તેમાં શી અડચણ?

ઉત્તર—ભાઇ અડચણ શાની? ગણે તેને તો ઘણી અડચણ લાગશે. કેમકે મનુષ્યમાં જ્ઞાન, દયા, ન્યાય, મન, વિચાર સર્વે ગુણ છે, અને તેમાં મા, બેન, અને પોતાની બાયડી વચ્ચે ભેદ ગણે છે, અને દુનીયામાં મોટું દુઃખ લજ્જા છે, તેથી મોટી અડચણ. તેમ છતાં કોઇ લજ્જા છોડીને ભેદ ભુલી વર્તવા લાગે તો પછી મનુષ્ય અને પશુમાં ફેર શો?

પ્રશ્ન—સૃષ્ટિના આરંભ વખતે ધાન્ય ઉત્પન્ન કરવાને ખેતીવાડીનો સરંજામ ન હોવાને લીધે મનુષ્યની પહેલી સ્થિતિ શિકાર કરીને માંસ ખાઇ નિર્વાહ કરવો એવી હતી. તેનું કેમ?

ઉત્તર—અચરજ થાય છે કે શિકારના હથિઆરો પ્રારંભે મનુષ્યને મળી આવ્યા એમ કહીએ, ત્યારે ખેતીવાડીના કાં નહીં? ખેતીના ઓજાર કરતાં તો શિકારના હથિઆરને વધારે કારીગરીની જરૂર છે. તે ઉપરથી તો એમ સિદ્ધ થાય છે કે પ્રારંભે મનુષ્ય પાસે એવા હથિઆર નહોતાં તો પછી શિકાર કરવાનું ફાવે તેમ નહોતું અને મનુષ્યના શરીરની રચના જોતાં તે શસ્ત્રઘાત રહિત છે. તાત્પર્ય—શસ્ત્રઘાત રહિત હોવાથી શિકાર કરી માંસ ખાવા જેવી મનુષ્યની સ્થિતિ ન હોવાથી તેને માટે ઇશ્વરે કેળાં, આંબા, ફણસ, જામફળ, બટાટા, સૂરણ, કંદ, દ્રાક્ષ શેરડી વીગેરે ફળફુલ ઉત્પન્ન કર્યાં હતાં અને તે ખાવાને દાંત પણ આપ્યા હતા, હાલમાં પણ તેજ સ્થિતિ છે.

પ્રશ્ન—મનુષ્યે માંસ ખાવું નહીં, તો હાલ જે ખાય છે, તેઓને તે પચી જઇને તે જીવે છે કેમ?

ઉત્તર—અરે ભાઇ! આ જઠરાગ્નિનો એવો કાંઇ વિચિત્ર ઝપાટો છે કે તેમાં માટી પડે તો, તે પણ પચે છે. માટે શું માટી ભક્ષણ કરવી? શસ્ત્રમાં કાપવાની શક્તિ છે, માટે તે શસ્ત્રથી માણસના ગળાં કાપવાં કે શું? વળી અગ્નીમાં સર્વ ચીજ બાળવાનો સ્વભાવ છે. તો તેમાં જીવતા મનુષ્યને બાળીને ખાતરી કરવાની કાંઇ જરૂર હોતી નથી. માટે એમાં આશ્ચર્ય જેવું શું છે. જુઓ કે આપણે જે પદાર્થ ખાવાની ટેવ રાખીએ તેની પાચન શક્તિ કોઠામાં ઉત્પન્ન થાય છે. પાવ તોલો અફીણ કોઇ સાધારણ માણસ ખાય તો મોતવશ થાય, પરંતુ તેજ અફીણ મારવાડ થળમાં એકાદો આદમી ૫–૧૦ તોલા લગી ખાઇને જીરવે છે, માટે તે

પાચન શક્તિ બીજાને અંગે આવશે કે ! એવી રીતે એકાદ માણસે માંસ ખાવાની ટેવ પાડી અથવા કોઈ વૈદે પ્રયોગ કરી જોયું તેથી તે સિદ્ધાંત દુનીયા ઉપર લાગુ પાડવા કાંઇ કારણ નથીજ.

પ્રશ્ન—ઈંગ્લંડ લાપલેન્ડ એવા થંડા દેશમાં ધાન ઉત્પતિ ન હોવાને લીધે માંસ ખાય તો ચાલે, નહીં તો શું ખાય ?

ઉત્તર—એવા થંડા પ્રદેશમાં અજ્ઞાન અને વિચાર શુન્ય એવા ગાય-ઘોડા-વાંદરા, મેંઢા આદિ પશુઓ શુધ્ધાં માંસ ખાધા વિના રહે છે, તો પછી જ્ઞાની અને વિચારસીલ માનવ પોતાના બુદ્ધીબળે માંસાહાર વિના રહી શકે તેમાં શું આશ્ચર્ય ? ઈંગ્લંડમાં "વેજીટેરીઅન સેકટ" તથા "(બાયબલ) ક્રિશ્ચિયન" એવા મોટા મોટા વેપારી, અમલદાર વર્ગ અને ધર્માધ્યક્ષ તથા ખેડુત લોકના મોટા મંડળો છે તે માંસાહાર મુદ્દલ કરતા નથી તે પ્રસિદ્ધ છે. ત્યાં જુદા જુદા દેશની અનુકુળતા પ્રમાણે કંદમુળ અને વનસ્પતિ, દયાળુ પરમેશ્વરે ઉત્પન્ન કરેલી છે.

પ્રશ્ન—માંસ ખાધાથી બળ આવે છે, અને જે દિવસે તે મળતું નથી તે દિવસે બે કોળીઆ ઓછા ખવાય છે, અને તે મળે છે તે દિવસે બે વધારે ખવાય છે, અને શરીર સારૂં રહે છે તો પછી શી ચિંતા?

ઉત્તર—જો તું, માંસે કરીને શરીર સુદ્રઢ રહે છે, એમ કહે છે તો હિંદુસ્તાની ભઇઆ જેને પુરબીયા કહે છે, અને મથુરાના ચોબા, ભાટ, ગુર્જર, લિંગાયત જે જન્મ ભરમાં માંસને કદી અડયા પણ નથી, તે એવા તો બળવાન છે કે, તેમાંના એકેકની સામા મલ્લ-યુદ્ધમાં તારા જેવા પાંચ માંસ ભક્ષક પણ પુરા પડી શકશે નહીં,

એ નિર્વિવાદ છે. જુઓ, કેવળ દુધ, ઘી; અને ફળ, મુળ, કંદાદિ શુદ્ધ વનસ્પતિ, વીગેરેનો પરિમિત આહાર કરવાથીજ સદઢતા પ્રાપ્ત થાય છે. બાકી બે કોળીઆ માંસથી, વધારે ખવાય છે, તે એક જીભનો ચટકો છે, તેમજ કુતરાના મોઢામાં હાડકાના સ્વાદની તુલના છે. જેમ કોઇને ગાંજો પીવાની ટેવ પડી જાય છે પછી તેને ગાંજો પીધા વિના ભોજન મીઠું લાગતું નથી તેમજ માંસ ખાનારાને પણ થાય છે. એ પણ હાનીકારક ટેવ છે.

પ્રશ્ન—માંસ ન ખાવા વિષે તમે ઉપદેશ કરો છો, તો અમારા વડીલો સેંકડો વરશથી ખાતા આવ્યા છે, તેઓ શું દીવાના હતા કે? તેઓએ કથા પુરાણ વાંચેલા, સાંભળેલાં, છતાં તેમને ગેરફાયદા જાણવામાં આવ્યાં નહીં, અને હવે તમનેજ જાણવામાં આવ્યાં એ શું?

ઉત્તર—અરે ભાઇ! અમે શાણા અને તેઓ અજ્ઞાન હતા એમ અમારૂં કહેવું નથી, તેઓ બીજી બધી વાતે શાણા હતા પણ આ નિંદ્ય કર્મ સબંધી જીવ્હા સ્વાદને લીધે તેમણે તલમાત્ર વિચાર કે તપાસ કર્યો નથી, અગર જો માંસને તેઓ ભાજી પાલા પ્રમાણે ગણીને બેધડક ખાતા આવ્યા છે, તો પણ તે માંસાહાર નીચ કર્મ સમજી, વિષ્ણુ પુજામાં કે ઉપવાસાદિ પવિત્ર દિવસ, જેમ એકાદશી, શિવરાત્રી, સોમવાર, એવામાં તેઓ ટાળતાં હતાં. પણ માંસ ખાવું યોગ્ય છે કે અયોગ્ય, તે વિષે તેઓએ પુરતો વિચાર કર્યો નહીં, અને તમે પણ હજી વિચાર કરવા ચાહતા નથી. પણ ભાઇ, તે વડીલોનાજ જમાનામાં હમણાંની માફક છાપખાના ન હતાં, હાલની માફક ધર્મજ્ઞાનના પુસ્તકો દરેક ઠેકાણે છપાતાં ન હતાં, તેઓને કોઇ પણ બાબત વિષે લેશમાત્ર વિચાર કરવાને

કાંઈ સાધન કે પ્રસંગ પણ મળતો ન હતો, પણ હવે તમારે માટે પ્રસંગ અને સાધન બેઉ છે, તો પછી તમારે વિચાર ન કરવો તે કેમ? અને હાલ તમને સંજોગ છતાં, જ્ઞાન ઉઘડેલા છતાં, બ્હેરા થશો તો આગળ તમારા વંશજો ધ્યાન આપશે, ત્યારે તેઓ તમને શું કહેવા ધારશે? તે વિચારી જુઓ.

પ્રશ્ન—માંસ આવો ગંદો પદાર્થ છતાં તેના ભક્ષકોને તેની દુર્ગંધી અને કંટાળો કેમ નથી આવતો?

ઉત્તર—હા ભાઇ! ઠીક કહ્યું. ચામડાનું કામ કરનાર ચમારને તેની દુર્ગંધ આવતી નથી પણ બીજાને આવે છે. તેમજ નરકની દુર્ગંધ જેમ બીજા બધાને આવે છે, તેમ ભંગીને આવતી નથી. તેનું કારણ કે તેમને દરરોજનો સહવાસ પડ્યો, તેથી તેમના શરીર તંતુ પણ તેવા થઇ ગયા, તે પ્રમાણે માંસ ભક્ષકને નીત્યનો અભ્યાસ પડવાથી કંટાળો કે ત્રાસ આવતો નથી. તથાપિ તે ઉત્તમ કર્મ તો નજ કહેવાય.

પ્રશ્ન—મુળા, વેંગણ (રીંગણા) આદિ કેટલીક શાકભાજીને નરકનું કે મુએલી માછલીનું ખાતર ઘાલવામાં આવે છે, તો પછી એવી શાકભાજી કેમ ગ્રહણ કરો છો?

ઉત્તર—પશુ પક્ષી વિગેરે પ્રાણી જે પદાર્થ ખાય છે, તેની અસર તેના શરીરમાં એક રસ વ્યાપક થતી દેખાય છે, પરંતુ વનસ્પતિ પર તેવો સંસ્કાર થવા છતાં તેની અસર તેને અંગે પ્રાપ્ત થયેલી જણાતી નથી. કારણકે વનસ્પતિને અંગે પ્રાણી સરખી ગ્રાહક આકર્ષણ શક્તિજ નથી. જેમ કડવા કારેલાની વેલને સાકરનું ખાતર ઘાલી દરરોજ શેરડીના રસનું સીંચણ કરીએ તો તેમાં મીઠાશ આ-

વતી નથી; તેમજ શાકભાજીને કોઇ પણ ખાતર ઘાલીયે તેની અ-સર માટીને યોગે કરી તેમાં આવતી નથી. કેમકે માટી એ શુદ્ધિ કરણ પદાર્થ છે; તેથી તે તેની શુદ્ધિ કરીને પોતાને અંગે સ્વચ્છ રસ એકત્ર કરીને તે રસ વનસ્પતિના મૂળને પુરો પાડે છે. એનામાં સમુદ્રના ખારા પાણીને પણ શુદ્ધ કરવાની શક્તિ છે, તેથી તે સમુ-દ્રના પાણીને મીઠું કરે છે, એ પ્રત્યક્ષ પ્રમાણ છે. જેથી નરકના અને માછલીના ખાતરથી ઉત્પન્ન થએલી શાકભાજી ગ્રહણ કરવામાં કાંઇ બાધ નથી.

પ્રશ્ન—હિંસા કરવી નહિ એ ઠીક, પણ બીજાએ મારેલું પ્રાણી ખાવાને દોષ શું? એ તો બજારની ભાજી જેવી થઇ.

ઉત્તર—વાહ એ પણ તમારો પ્રશ્ન કહેવાય! ચોરને મદદ ક-રનારો એટલે ચોરીની જણસ વેચાતી લેનારો પણ ચોર પ્રમાણે દોષિત ઠરી શિક્ષા ભોગવે છે; તે પ્રમાણે એ છે. "ખાનાર ન હોય તો ઘાતકને ઘાત કરવા કાંઇ કારણ નથી એ નિઃસંશય છે." તેનો અર્થ એ છે કે આજે હિંસા ચાલેલી છે, તે માંસ ભક્ષકને માટે છે. તે માટે માંસાહારી લોક હિંસક ઠરીને દોષી થાય છે. પો-તાને હાથે પ્રાણી મારવાથી હિંસા થાય છે એમ નથી, પણ બીજાને હાથે મરાવવું, એ પણ મારવા યા મરાવવાની મનમાં કલ્પના આણવી કે માંસ ખાવું, એ પ્રત્યેક કર્મથી હિંસા ઘડાય છે. જો ખરીદનાર ન હોય તો વેચનાર હિંસા શું કરવા કરે?

પ્રશ્ન—માંસ ખાવું નહિ ત્યારે પૂર્વે ક્ષત્રિય રાજા શિકાર (મૃગયા) કરીને પશુ પક્ષી ખાતા તે તો ખરા મૂર્ખજ તો?

ઉત્તર—મૂર્ખ તો તમે કહો છો, પણ મૂર્ખના બાપ ભલે કહો. વાત એમ છે કે મૃગયા ક્ષત્રિજ રમે છે. તેનું કારણ એ છે કે બીજા વર્ણ શસ્ત્રાસ્ત્ર વિદ્યા રહિત હોવાને લીધે વાઘાદિ વિગેરેના ક્રુરપણાથી ભરેલા ભયંકર જંગલમાં જઇ શકતા નહોતાં. તેમજ મનુષ્યાદિનો નાશ કરનારા વાઘાદિ ક્રુર પશુને મારવા, કે પકડી આણી બંદીખાને નાખવા તે રાજાનો ધર્મ છે. વળી લડાઇ કેમ કરવી, બાણુ કેમ મારવા. ઇત્યાદિ અભ્યાસ સુદ્રઢ રહેવા માટેજ આ મૃગયા ખેલવાનો મૂળ હેતુ છે. તે એક કોરે મુકી મલિન જીવ્હાસ્વાદી લોક મૃગયા એટલે પશુ–પક્ષી ને મારી ખાવા એવો અર્થ કરે છે, એ મોટા આશ્ચર્યની અને અનર્થની વાત છે.



નોટ—માંસાહારીઓની બલિહારીની આ કથા! એક તરફ મનુષ્ય કેળવણીનાં કારખાનાં કાઢી પશુઓને માણસાઇમાં લાવવા પ્રયત્ન કરે છે તો બીજી તરફ માંસાહારીઓ, ગરીબ મુંગાં પ્રાણીઓનો વધ કરવાનાં કારખાનાં સ્થાપી, મનુષ્યનું મનુષ્યપણું મટાડી ખાટકી રૂપ પશુઓની જંગી સેના ઉભી કરવાનો ભગીરથ પ્રયાસ કરે છે!!!

# ઉપસંહાર.

હે દયાળુ વાંચક બંધુઓ! આ પુસ્તક વાંચીને દયાની લાગણીથી વિચારી જોતાં માંસાહાર કોઇ પણ રીતે પસંદ કરવા યોગ્ય નથી. જેમ આપણે પોતાના કુટુંબમાં આનંદ ગુજારીએ છીએ તેમ પશુ પક્ષિઆદિ પણ પોતાના સમુહમાં આનંદ ગુજારે છે. શું, તેઓના પ્રાણ જોરથી અનાયાસે કાઢી નાખવામાં આવે તો તેઓને પોતાનું વ્હાલું કુટુંબ, અને પેટનાં બચ્ચાંઓ યાદ નહિં આવતાં હોય? શું તે બિચારાં બચ્ચાંઓ પોતાની વ્હાલી માતાઓ વિના તરફડતાં નહિં હોય? અફસોસ!! એ બધો દોષ માંસાહારી પ્રજા ઉપરજ આવે છે. અને તેમને જીવતદાન અપાવવાનો માર્ગ ગ્રહણ કરવો એ પણ તેમનાજ હાથમાં છે.

સત્ય બોલવું, ચોરી ન કરવી, શુદ્ધ રહેવું, શુદ્ધ આહાર કરવો બીજાનો પ્રાણ ન લેવો, જીવમાત્ર પર દયા રાખવી, કપટ, દ્વેષ, અહંકાર ન કરવો, દારૂ અફિણાદિ કેફી વ્યસન ન પાડવું, ગરીબ અનાથોને યથાશક્તિ સહાય કરવી, એવા સધર્મ હોય છે. એ શીઆળા, ઉનાળા કે વર્ષાકાળમાં બદલાઇ શકતા નથી, એટલે કે એક સમય સદોષ અને બીજે સમય નિર્દોષ હોય એમ થતું નથી; તેમજ કન્યા સાથે વિવાહ કરવો, એ કોઇ કાળમાં, કે કોઇ દેશમાં, કે કોઇ જાતિમાં, વિહિત થતો નથી; ભાવાર્થ—એ છે કે નિંદ્ય અને સદોષ કર્મ તો સર્વત્ર, સર્વકાળ, નિંદ્ય, અને સદોષજ હોય એવો ન્યાય છે; તેજ પ્રમાણે હિંસા કે માંસ ભક્ષણ કરવું અથવા દુરાચારી થવું, એ સર્વત્ર, સદૈવ એક સરખું નિંદ્ય અને સદોષજ

કહેવાય. માટે મનુષ્યોએ ઇશ્વરનો ભય રાખી પોતાના માનવ ધર્મ-ની સત્યતા ધ્યાનમાં લઇ તે પ્રમાણે સત્ય ધર્મથી વર્તવું એજ મનુષ્ય જીવનનું સાર્થક છે.

અંતમાં આટલું જણાવીને આ લેખ બંધ કરીશ, કે એ માંસાહાર માત્ર એક જીવ્હા ઇંદ્રિના ક્ષણિક સ્વાદને સારૂ ગ્રહણ કરવાની કુચાલ પડી ગઇ છે. પણ તેથી અનેક જીવો પર જુલમ ગુજરે છે. ને ઉપરાંત માંસાહારથી ઉપર જણાવ્યા પ્રમાણે તન, મન, અને શરીરની પ્રકૃતિ બગડી જાય છે. વળી દરેક ઇંદ્રિને ભયંકર રોગમાં સપડાઇ જવાનો, તેમજ આર્થિક દ્રષ્ટિથી પૈસાની કેટલીક નુકશાનીનો પ્રસંગ ખાસ માંસાહારીઓ માટે પ્રાપ્ત થાય છે. તેમાંથી મુક્ત થવાની આશા રાખી આ પ્રવૃતિ કરવામાં આવી છે. તે આશાથી અંત સુધી વિવેકી વાંચનાર વાંચીને તેનું મનન કરે, અને માંસાહારનો સર્વતર ત્યાગ કરી, વનસ્પતિ આહારના ભોગી થાય, તેમજ જે જે પોતાની સોબતમાં આવતા હોય તેઓને પણ માંસાહારની તિલાંજલી અપાવી સાત્વિક ખોરાકના ઉપાસક બનાવવામાં સામેલ કરો. અને સર્વના મનમાં દયા, કરૂણા, અને શાન્તિ પ્રસરે એવી સદ્બુદ્ધિ આપવાને, પરમ કૃપાળુ પરમાત્માના ચરણકમળમાં સવિનય નમ્ર પ્રાર્થના કરૂં છું. ૐ શાન્તિ! શાન્તિ! શાન્તિ!

**સમાપ્ત.**

